# પ્રભાવતી

વા

# (પતિપ્રિયા)

( આ પુસ્તક સ્ત્રી જાતિને સતી ધર્મ અને પતિ ભક્તિ માટે વિશેષ બોધ જનક )

લખનાર

પુરૂષોત્તમદાસ લલ્લુભાઇ

"आपरितोषाद्विदुषां न साधु मन्ये प्रयोगविज्ञानम्"

"अयुक्तं यदिह प्रोक्तं प्रमादेन भ्रमेण वा,
कृपया च दयावन्तः सन्तः सं शोधयन्तु तत्"

સને ૧૮૯૯

નડિયાદ.

"ન્યુ" ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ.

મુલ્ય રૂ. ૧—૮—૦

સદ્‌ગુણાલંકૃત, સ્નેહાર્ણવ શ્રીયુત,

ગિરિધરદાસ વિ. મંગળદાસ દેસાઈ

નડિયાદ

( કાર્યભારી—લાઠી સ્ટેટ )

સાતિશય સ્નેહ ભાવના—ગુર્જરગિરાના સાહિત્યમાં થતો વધારો જોવાની શુદ્ધ જીજ્ઞાસાના—તેમજ એવા અનેક સંબંધના અપૂર્વ પ્રસંગોના સ્મરણાર્થે આ લઘુ પુસ્તક આપને ઉપહાર કરૂંછું.

સ્નેહાધિન.

પુરૂષોત્તમદાસ.

# વિજ્ઞાપન.

આ સાહિત્ય—સંસારમાં અવતીર્ણ થઈ, પાઠક મહાશય ગણની સાથે સાક્ષાત થવાની મારી જે વિનષ્ટ થયેલી આશા—લતા, તે કેવળ પાઠક પ-ગેના સ્નેહ વારી સિન્ચનથી જીવિત થઇ ક્રમશઃ પલ્લવિત થઇ. અને વળી ક્રમેં ક્રમે ફળ ફુલથી સુશોભિત થયેથી કૃત કૃતાર્થ થઇશ. મારી વિવેચના કે આ પુસ્તક માતા પિતા, સન્તાન સન્તતિ અને યુવક યુવતીના વિશેષ આદરનું પાત્ર થવાની નિતાન્ત સંભાવના છે.

બંગાલી સાહિત્યમાં વાર્તા લખનાર તરીકે બાબુ શ્રી વ્રજનાથ ભટ્ટા-ચાર્ય સુપ્રસિધ છે. તેના તરૂણ તાપસી નામના પુસ્તકનું આ ભાષાન્તર છે. તેનો અક્ષરસઃ યા શબ્દેશબ્દનો તરજુમો નહિ કરતાં ઘણી જગોએ નવિ-ન વધારા સાથે ફેરફાર કરેલો છે. માટે અસલ અને નકલ વચ્ચે જે અંતર રહેવું જોઇએ તે રહ્યું હશે; ભાષાન્તર થયું એટલે અસલ પુસ્તકની ખુબી સંપૂર્ણ રિતે જવલેજ જાળવી શકાય, પણ તેમ ન થવા દેવા તજવીજ રાખી છે. અલબત, ખામીઓ તો નજરે આવશે; પણ તે ખામીઓ હોવા છતાં બંગ ભાષામાં કેવા પ્રકારની વાર્તા લખાય છે, તે જાણવામાં પાઠક વર્ગને બાધ નહિ આવે એવી આશા છે.

નડિયાદ.<br>જન્માષ્ટમી<br>વિક્રમાર્ક ૧૯૫૪

લી૰<br>પુરૂષોત્તમદાસ



# અનુક્રમણિકા

## ખંડ. ૪ થો. આશા નિરાશા.



## ખંડ. ૫ મો પાપનો બોધ.



## ખંડ. ૬ ઠો દ્વીપમા વ્હાણ.

## ખંડ. ૭ મો અન્વેષણ.



## ખંડ. ૮ મો કપટજાળ.



## ખંડ. ૯ મો તીર્થાટન.



## ખંડ. ૧૦ મો આશાનાં અંકુર.

## ખંડ ૧૧ મો વિવાહમાં વિઘ્ન.



## ખંડ ૧૨ મો પ્હાડી પ્રદેશ.



## ખંડ ૧૩ મો પ્રદ્યોત કુમાર.



## ખંડ ૧૪ મો દુખાન્તે સુખ ભોગ



## ઉપસંહાર.

# શ્રી ગૌવરી ગણેશાય નમઃ

## શક્તિ સ્તોત્ર.

મા વિશ્વજનનિ ! આજે હુ આપના અભય ચરણુનો શરણુાગત આપની પ્રાર્થના કરૂ છું કે, આપના વગર આ દીનને કૃતાર્થ થવાનો અન્ય ઉપાય શું છે મા ? મા ! હું જ્યાં જ્યાં નયન નિક્ષેપ કરૂં છું તે તે દિશાએ આપની અનન્ત શક્તિના મહિમાનો કંઇ કંઇ પરિચય પામું છું.– જનનિ ! આપની સ્હાયતા વગર અનન્ત વિશ્વનું કોઇપણુ કાર્ય શુ સંપન્ન થવાનું નહિ. અને થયુ પણુ નથી. અનન્ત રાજ્યનું અદ્વિતીય અધીશ્વર, સાધકનું ધન, જીવનનું જીવક, અને પરમ્પુરૂષ આપના બળથી બળવાન્ મા ! આપ ઇશ્વરની ઈશ્વરી; જો આપે ઇશ્વરની અનન્ત શક્તિ પ્રકાશ કરી નહોતતો, તે અનન્ત કૌશલ્યમય અનન્ત વિશ્વ નિમાર્ણુ થવા સક્ષમ થાત નહિ, આપ બ્રહ્માનું બ્રહ્મત્વ, વિશ્નુનું વિશ્નુત્વ અને શિવનું શિવત્વ; આપ યોગિજનની યોગશક્તિ, કવિજનની તર્ક શક્તિ, દાતાજનની દાનશક્તિ અને વીરગણુની ગતિ મૂક્તિ; આ અનન્ત વિશ્વમાં જે પદાર્થ જેવામામાં આવતું નથી, તે ઠેકાણે પણુ આપની મહત્ શક્તિનો અનુક્ષણુ અભાવ નથી. સ્થલમાં, જળમાં, શુન્યમાં ચન્દ્રમાં, સુર્યમાં, ગૃહ નક્ષત્રાદિમાં, ઉદ્‌ભિજમાં, પ્રાણી વર્ગમાં, અતિ અદૃસ્ય શુક્ષ્મ સ્થાનમાં કે બળમાં તો બોલવાનુંજ શુ ? કંઇપણુ આપની મહાશક્તિનો અભાવ દેખાતો નથી. મા ! આપના બળથી મહાકવિ કાલીદાસ સુલલિત મહાકાવ્યનો સૃષ્ટા, આપના બળથી મહાત્મા વ્યાસ વાલ્મીક કવિગુરૂ, આપના બળથી વીરગણુનું મહાગૌરવ, આપના બળથી દેશોન્નતિ, સમાજોન્નતિ, તેમજ આપના પ્રતાપ વડે જીવનનુ ધન, માન, પદ, ગૌરવ, સ્વાધિનતા વગેરે; મા ! જે મનુષ્ય આપનો મહિમા જાણુવા યત્ન કરતો નથી' તે કેવળ ઘોર નિર્બોધ; મા ! જે આપની ઉપાશના કરે નહિ, તે ઘોર નારકી; અને વાન્છિત ફળ પામે નહિ; જનનિ, એક દિવસ આ ભારતમાં આપની યથાર્થ પૂજા થશે, એક દિવસ મહામહોપાધ્યાય ભારત સન્તાન આપને સારી પેઠે જાણુશે. એક દિવસ સ્વયં બ્રહ્મ શ્રી રામચન્દ્ર ભક્તિ ભાવે આપની પૂજા કરી ગયા છે. એક દિવસ ભગવાન શ્રીકૃષ્ણુ આપના શ્રી ચરણાનુંગ્રહથી ગોવર્ધન ધારણુ કરી સ્વકીય ઐશી શક્તિ સપ્રમાણુ કરી ગયા છે. એક દિ-

યસ ચૈતન્ય દેવે આપના બળ વડે ભારત સન્તાનને માતા તરીકેનો ભાવ બતાવ્યો હતો. જે જે સ્થળમાં મનઃ સંયોગ સહિત નયન નિક્ષેપ કરૂછું, તે તે સ્થળે આપના પ્રભાવનો કંઇ કંઈ પરિચય પામું છું. મા! મા! હવે આપના સંપૂર્ણ પરિચયના દિવસો નાશ પામી ગયા છે. જે ભારત ભૂમિ, તેજ ભારત નહિ. હવે પ્રચન્ડ સૂર્યનાં પ્રચન્ડ કિરણ પ્રકાશ પામતાં નથી. વિમળ શશધરનાં વિમળ કિરણ પડતાં નથી; સ્વર્ગીય સુખનો વાયુ પ્રવાહિત થતો નથી. એ દિવસો આપણા અપરિણામ-દર્શી નરાધમ ભારત સન્તાન ગણનો પરિત્યાગ કરી ગયા છે, તે દિવસો હોય તો ભારત, ઘોર અન્ધકારનું આવરણ, દાસત્વ—નરક ગન્ધથી પરિપૂર્ણ; પુરૂષો કુવ્યવહારમાં સમાછન્ન થયા છે તે થાય? મા! આપના અભાવે અમારૂ જ્ઞાન ગયું, તેમ જ્ઞાન શક્તિ પણ નાશ પામી; સ્થળે સ્થળે આપની મહાશક્તિ મૂર્તિ સ્થાપન કરી કોણ ષોડસોપચાર સહિત પૂજા કરશે? આપ શુંભ નિશુંભ ઘાતિની મહા શક્તિ હતાં તે આ વખત અમારા ગુણથી છાગ મુન્ડ ઘાતિની, બ્રાન્ડી પીનારી, કુત્સીત કર્મ કારિણી, શક્તિ નાશિની કસાઇ કાલી નામે પરિગણિત થયાંછો. એક સમય આપ વીરાગ્ર ગણ્ય રાવણારિ શ્રી રામચન્દ્રની સીતાનો ઉદ્ધાર કરનાર હતાં; તે આ વખત અમારે હાથે પડી આમોદદાયિની, રસાલાપ પથ પ્રદર્શિની, અકથ્ય અખાદ્ય સંગ્રાહિની, સૌધાલય સંસ્કાર કારિણી, સુવર્ણ રૈપ્ય હીરક જડીત ભૂષણાકાંક્ષિની, દશ હસ્ત ધારિણી દુર્ગા નામે પ્રતિમા થયાં છો. મા! મા! ઓ મા! હવે આપ અમારા કીયા ગુણથી અમારા ઉપર કૃપા કરશો? માતુ હીન બાલકની જેવી દુર્દશા થાય તેવીજ અમારી થઇ છે. હવે કચાશ રહીનથી, દયામયી! બીજુ કંઇ નહિ, પણ એકવાર કૃપા નયનથી પવિત્ર કરો, ઉદ્ધાર કરો. મા! આપના શ્રીચરણમાં દીન દાસ પુરૂષોત્તમના સહસ્ત્ર પ્રણામ.

સારદે વરદે માતુ નિર્મળ વરણિ ?
શત દલે વિરાજીત જ્ઞાન-સિન્ધુ તરંગિણી.

# પ્રભાવતી

વા

# (પતિપ્રિયા)

## ખંડ ૧ લો—સીતાવાડીની વાટ.

## પ્રકરણ ૧ લું

## વસન્તલીલા.

વસન્તઋતુનો અપરાન્હ અતિ મનોહર સમય; વિવિધ જાતનાં પુષ્પો પ્રફુલ્લિત થઈ સદ્સદ્ ગન્ધે દશે દિશાઓ આમોદિત કરે છે. દક્ષિણનો મલય વાયુ મૃદુમન્દ પ્રવાહથી પુષ્પ ગન્ધ હરણ કરી જીવ માત્રને ઉપહાર દેઇ પ્રફુલ્લિત કરે છે. ભ્રમરાવલિ મધુપાનથી ઉન્મત થઇ ગુનૂગુનૂ સ્વરથી વસન્ત રાજની જય ઘોષણા કરે છે. કાલા દેહ વાલી કોકિલ નવ પલ્લવમાં છુપાઇ કુહુ રવે શ્રવણ વિવરમાં અમૃત ધારા વર્ષાવે છે. અપરાપર ગાયક પક્ષી સકલ મનના અનુરાગથી નાના વિધ રાગ રાગણિ યુક્ત ગાન કરી શ્રી જગત્ પતિના ગુણ ગાનમાં આસક્ત થયાં છે. પાદ પાવલિ નવ-પલ્લવરૂપ ચામર વ્યજન કરી તેમનો પરિશ્રમ હરણ કરે છે. કમલિની નીલ જળનો ભંડાર ખુલી ગાલભર હાસ્ય કરી ભ્રમર સહિત કેટલાક લોકને મુન્ડપાત કરે છે. દિનમણિ સુવર્ણ કરથી કમલિનીનું અંગ સુવર્ણમય કરે છે. જળચર પક્ષીઓ સ્વાત્માનન્દથી સરોવરમાં તરે છે. યુવકો વેશ સજી ભ્રમણ નિમીત્ત બહાર આવે છે. યુવતીઓ પોતાનો મનોમત્ત સાજ સંપન્ન કરી દર્પણમાં મુખશશી દર્શન કરી મીઠું મીઠું હાસ્ય કરે છે. પછી મનઃપ્રાણ વિમોહન યૌવનનું સાર [illegible] કાળ જયી યુગલ કુચ અવલોકન કરી સ્વકરે સુધાકર ધરે છે.

કોઇ કોઇ યુવતીપ્રિયત્તમના પ્રતિનિધિ ઘટના ગલદેશ વિષે ભુજલતાવેષ્ટન કરી ચાલમાં રાજ હંશીને લજ્જાવતી, ઉછાળા મારતી સરીતાના જળમાં સર્વાન્ગ ડુબાવી સ્નાન કરતી સુવર્ણ કમળ તોડે છે. સરીતા અસંખ્ય

તરંગ વિસ્તાર કરી ધીમે ધીમે તેમના ગાત્રનો મેલ ધુવે છે. રમણીનો લાંબો ચોટલો, મુખને અતિશય શોભાથી શોભિત કરતો મેઘની વીજલીના જેવો, ભ્રમર માલાવેષ્ટિત કમલિનીને અને રાહુગ્રસ્ત શશ ધરને લજ્જિત કરે છે. જળમાં ડુબેલાં યુગલ કુચ તરંગમાલા તોડી પોતાના ગુણનો મહિમા બતાવી તીરે ઉભેલા ચતુર દર્શકોનાં ચીત્ત હરણ કરે છે. પ્રૌઢાગણ નવ વધુઓને વેશ સજાવી, તેમને કેટલોક ઉપદેશ આપી યુવતીના પદે સ્થાપિત કરે છે, વળી તેઓ કાળ યામિનીના આગમનનું ચિન્તવન કરી ક્ષણે ક્ષણે દારૂણ ભયથી જડ઼ સડ઼ થાય છે. મુસાફર લોક અવસ્થાન કરવા સારૂ સ્થાન શોધે છે.

આ સમયે એક સારો મનુષ્ય પોતાની પ્રિયતમા ભાર્યાને અને અજ્ઞાત યૌવના એક કન્યાને સાથે લઇ આગગાડીમાંથી ઉતરી બ્હાર આવે છે. તે ગૃહસ્થનો આકાર પ્રકાર અવલોકન કરતાં તે કોઇ સમ્ભ્રાન્ત કુલોદ્દભવ જેવો જણાય છે. વસ્તુતઃ તેમનો બાહ્યાકાર અતિ રમણીય; અંતઃકરણ તેજ માફક પ્રીતિપ્રદ, સંગે પરમા સુંદરી રમણી; હમણાંજ તે રમણીએ યૌવન સીમાનું અતિક્રમણ કર્યું છે, તો પણ તેના સૌન્દર્યમાં ન્યુન્યતા જણાતી નથી, જાણે ભાદ્ર માસની પૂર્ણા નદી;

ભુપતે ! * જો આપ પ્રશ્ચાતભાગથી એ કામિનીને જુવો તો, તે સોળ વર્ષની યુવતી નથી એમ કહી શકો નહિ. જેવી તેના રૂપની છટા, તેવુંજ તેનું નિર્માણ કોશલ, વિશેષે એક કન્યાનીજ માત્ર જનેતા–માતા; ટુંકામાં સ્વામી સેવામાં વિશેષ નિપૂણા; વસ્તુતઃ તે એટલી બધી પ્રૌઢાની માફક સ્વામીના મનોહરણમાં પારગ નહોતી. પુત્ર ન હોવાથી સ્વામિ પ્રતિ વિશેષ યત્ન છે નહિ. જત્રાદયો આવી સ્ત્રીની કથા પરન્તુ સ્વામી પરાયણા સ્ત્રીનું મનોરંજક વૃતાન્ત કહુ તે શ્રવણ કરો.

---

## પ્રકરણ ૨ જુ

## સૌરીન્દ્રમોહન

આપણી ભદ્ર મહિલા એક સ્વામી પરાયણા; સ્વામી સેવા વગર પ્રા-

---

* આ સમયે સન્ત કુમાર બાજીરાવને વાર્તા કહે છે.

ણાન્તે અન્ન જળ ગ્રહણ કરે નહિ. સાથે અજ્ઞાત યૌવના દુહિતા; શુકલ, પક્ષની અષ્ટમીની શશીકલા, ઇશ્વરના આદરની સૃષ્ટિ; વસ્તુતઃ સરલાનું સં- યોગ, વિશેષ રીતે અવલોકન કરીએ તો પરમેશ્વરને પુનઃ પુનઃ ધન્યવાદ આપ્યા વિના ચાલેજ નહિ. જેવું તેનું મુખ શશી, તેવાંજ તરલાનાં કમળ લોચન, તેવોજ મોટો કેશપાસ; તેવાજ ગૃધિની વિનિન્દિ કર્ણ, તેવાજ મુકતા કલાપી કૃત દંત પંક્તિ, હસ્ત દ્રય મૃણાલ વિનિન્દિ, સર્વાંગ સુગોળ સુકોમળ, હસતું વદન, અજ્ઞાત યૌવન નિબન્ધન સરલ મનનું સરલ હસવું, જનક જનની નિકટ પ્રીતિનું હાસ્ય, એ–આપો, આ–આપો, પેલુ–આપો, આ–કરો–તે–કરો–પેલુ–કરો, ન કરે ત્યારે કેમ કરતાં નથી ? નહિ કરો કે। નહિ આપોકે? હુ તમારી પાસે નહિ આવું તો. એમ બોલી અમૃત મય ક્રોધસહિત લાલ અધરથી મધુર હાસ્ય, કરતી; એ હાસ્યથી જગત્ હસે, એ એના સરલ ભાવથી જગત્ તેના પગે પડે, એના હાસ્યથી શત્રુ મિત્ર થાય, એના હાસ્યથી સંતમને પણ હસવું આવે, એ—હાસ્યથી અપ્રેમિક પ્રેમિક થાય, એ હાસ્ય જગતને સારી વાતનો બોધ દેવામાં વિશેષ શાણું. એ ગૃહસ્થનું નામ **સૌરીન્દ્રમોહન** પ્રૌઢાનું નામ **મુકતકેશી** કંન્યાનું નામ—**પ્રભાવતી. સૌરીન્દ્રમોહને** બહાર આવી ચતુર દિશાએ અવલોકન પૂર્વક જોયું તો બેલગાડી સિવાય બીજુ કાંઈ વાહન દીઠામાં આવ્યું નહિ, ત્યારે ઉભેલી બેલગાડીના ચોધરી પાસે આવી કહેવા લાગ્યો કે,—

**સૌરી.**— "હે–બાપુ, સીતા વાડીએ આવવું છે ?"

**ચોધરી.**— "સાહેબ હા, પણ આવા લાંબા રસ્તામાં અમને ભાડુ પર વડે નહિ. પણ શુ આપશો બોલો ?"

**સૌરી.**— "ભાઇ પાંચ રૂપીઆ."

**ચોધરી.**—"નહિ સાહેબ ! એતો મ્હોત ઓછા પડે. એટલે રૂપીયે ન અવાય તેમજ ઘણુ દૂર છે માટે મારે ભાડુ પરવડે નહિ."

**સૌરી.**— "પણ, અરે ચોધરી તમારૂં નામ શું ?"

**ચોધરી.**—"સાહેબ ? મારૂ નામ **મયજુદીન** સેખ." નજીકના ગામડામાં રહું છુ.

**મયજુ.**—"અરે સાહેબ શું કહોછો આ– આગગાડી ઉપર ચાર વખત જઇ આવું તો એકજ દિવસમાં તમે આપોછો એટલું કમાઉં તો પછી બહાર ગામ જવાની શી જરૂર, પણ આ તો શરમ

ખાતર હા ભણું છું. ત્યારે આપતો.—"

**સૌરી.**—" ત્યારે ખરેખર જે લેવું હોય તે તમે કહો."

**મથજુ**—" સાહેબ, ઓછામાં ઓછા દશ રૂપીઆ કલદાર."

**સૌરી.**—" અમને કબજામાં પડેલા જોઇ તમે પણ ઠીક મોંઘા થાવ છો; ભાઇ આ વખત—તમારો છે. વારૂ તેમ કરીશું પછી કંઈ. જુવો પણ ઘાસ ચંદી અમારે માથે નહિ."

**મથજુ**—" વારૂ સાહેબ! તમે રાજી થાવ તેમ કરજો."

**સૌરી.**— " ગાડી તૈયાર છે કે કંઈ ચીથરાં ચીથરી કરવાનુ છે;"

**મથજુ** — " સાહેબ ! સબ તૈયાર છે."

**સૌરી.**— " ત્યારે તો અમારો સામાન સામગ્રી ગાડીમાં લાવી મુકો."

**મથજુ.**— " બતાવો સાહેબ સામાન કયાં પડયો છે. બતાવ્યા પ્રમાણે સામાન લાવી ગાડીમાં મુક્યો, પછી બોલ્યો. ચાલો સાહેબ દેર મત કરો."

**દેવ ! બાજીરાવ** બેલગાડીની શી અવસ્થા, જવાનું કેવું કષ્ટ, તેનું વર્ણન કરવાની હમણાં આવશ્યકતા નથી, પણ આગળ ગાડી જેમ જેમ ચાલશે તેમ તેમ વગર કહે જણાશે. **સૌરીન્દ્રાદિ** ત્રણ જણ તે ગાડીમાં બેઠાં, ગાડી હાલતી ડોલતી ઘાંચમાં પડતી કચૂઁ કો શબ્દ કરતી બોલતી બોલતી ચાલતી ચાલતી એક વિશાળ પ્રદેશ મધ્યે આવી પ્હોચી.

---

## પ્રકરણ ૩ જું

### સન્ધ્યા.

આ દિશાએ જોતાં જોતાં ભગવાન્ સૂર્ય અસ્તાચલ ચૂડાવલમ્બી થયો. તેની લાલ વર્ણની કિરણમાલાથી પર્વત ચૂડા, દેવાલય, કિર્તિસ્તંભ, અને મિનારાઓનાં શિખર તેમજ વિશાળ વૃક્ષનાં મસ્તક લાલ રંગથી સુશોભિત થવા લાગ્યાં. ગાય, બકરાં, મહિષાદિ ગ્રામ્ય પશુઓ ધીમે ધીમે ગ્રામમાં આવવા લાગ્યા. પક્ષીઓ પોતપોતાના માળાઓમાં છુપે રસ્તે થઇ જવા લાગ્યાં. સ્વભાવે એક મનોહર વેશ ધારણ કર્યો. સુખે દુઃખે, આનન્દે નિરાનન્દે, આલાપે વિલાપે, સ્પષ્ટ રવે કલરવે, પૃથ્વીએ એક અભિનવભાવ ધારણ કર્યો હતો. આવા સ્વભાવનો ભાવ ચિરકાલ એક અવસ્થામાં રહેતો

તેમ થવાથી આપણુને પ્રાતિપ્રદ થાય નહિ. પરતું પરમ પિતા પરમેશ્વરના એવા અદભૂત આશ્ચર્યવત્ નિયમ છે કે, ઉભય સન્ધ્યા, કે મધ્યાન્હ, કે અપરાન્હ, કે નિશા એ સકલ સમય, એક સ્વભાવના ગુણુથી જુદા જુદા ભાવ ધારણુ કરી અથાગ મનોનયનની પ્રીતિ સંપાદન કરે છે.

તેમાં વળી વસન્તરૂતુ, તેની સન્ધ્યા, આ—સમય કેવો મધુર અને આનન્દ પ્રદ, તેના સ્વભાવની શોભાના દર્શનાથ વખતો વખત જે જુદા જુદા ભાગોમાં ભ્રમણુ કરે, તે એ અનુભવ મેળવવા સમર્થ; દૂરથી સંભળાતી કોકિલ ધ્વનિ આગળ, કિન્નર—કંઠ વિનિર્ગત ગીત પણુ સારૂ લાગે ન.હ. વાહ ! સાથે સાથે બીજા મધુર સ્વર શ્રવણુ વિવરમાં અમૃત ધારા વર્ષાવે છે. સુખે દુઃખે સુલલિત કુમુદિની અને નલિનીની અવસ્થા અમોને એક અભિનવ ભાવમાં નિમગ્ન કરે છે. ક્રમે કરી રાત્રિ થવા આવી. સરોવરની કુમુદિની, સ્થળ ઉપરની કુસુમાવલી, આકાશનો કુમુદ-—બાન્ધવ, ગૃહવિષેની યુવતીઓ, સુખતું હાસ્ય કરી, પૃથ્વીને હાસ્ય મયી બનાવી. તપોવનમાં વેદધ્વનિ, વનમાં પશુ ધ્વનિ, વસ્તી ગૃહોમાં બાલક બાલકીઓની કોલાહળ ધ્વનિ, દેવાલયોમાં થતી આરતિઓની ધામ ધુમની ધ્વનિ. આવી વિવિધ ધ્વનિથી દશે દિશાઓ પ્રતિધ્વનિ થવા લાગી.

---

## પ્રકરણુ ૪ થું.

## અપરિચિત શોભાન અને લુટ.

ક્રમે રાત્રિ અધિક અધિક પડવા લાગી. પેલી સૌરીન્દ્રમોહનવાળી બેલગાડી ચકુર —ચકુ—ર કચડડ-ડ ધબ શબ્દ બોલતી પોતાની અવસ્થા દર્શાવતી રાજ રસ્તા વચ્ચે થઈ એક ગૃહ નજીક આવી. ગાડી ગૃહ નજીક આવે છે એટલામાં એક અ વૃદ્ધ સામે આવી પૂછવા લાગ્યો, કે તમે ક્યાંથી આવ્યા ? ત્યારે ચોધરી ( મયજુદ્દીન ) બોલ્યો,—" ઓ—ચોકીદાર સાહેબ, મારૂ નામ મયજુદ્દીનસેખ—સાહેબ મારે સીતાવાડીએ જવુ છે;" ચોકીદારનું નામ શોભાન. શોભાન બોલ્યો,—ચાલ્યો આ!વ, હું સાથે આવુ છું. એમ બોલતો બોલતો પાસે જઈ, બેસનારનાં દર્શન કરી, શેઠ સાહેબ ! આ રસ્તે ચોરનો ઘણો ભય છે; હું પણુ તમને મુકવા આવી શકવાનો નથી. આ રાત અમારા આ—સ્થાનમાં રહો, મોટે પરોઢીએ ઉઠી આ ઠેકાણેથી

જજો તમે રહેશો તેની અમને કંઇ હરકત નથી." આ પ્રમાણે બોલી ગાડી ફેરવાવી. નહિ રહેવા બાબતમાં **સૌરીન્દ્રમોહને** વિનંતી કરી પણ **શોભાને** કંઇ સાંભલ્યું નહિ, અથવા સાંભલ્યું હશે તો ગણકાર્યું નહિ. પણ જુદી જુદી જાતનો ભય દેખાડી પોતાના મુસાફરખાના લેઇ જવા લાગ્યો. **સૌરીન્દ્રમોહન** તેની વાતનો સ્વિકાર કરી રાત્રિ ગાળવા કબુલ થયો. **શોભાને** તેમને તેડી આણી એક મૃતિકાથી બાંધેલું ઘર (પિંઢર ઘર) દેખાડયું. ઘર સાધારણ હતુ. નિચા માણસને પણ માથે અડકે તેટલું ઉચુ હતુ, બારણાને કમાડ નહોતાં, પરંતુ તે બંધ કરવાની જરૂર પડવાથી ખપઇડા ભરી બંધ કર્યું હતું, ઘરની અંદર કેટલીક માટીની હાંલ્લીઓ, તંબાકુ પીવાની ચલમ, દિવાસલીની પેટી, એક બાજુએ પડેલી તંબાકુ, એક લોઢાનો ચીપીઓ અને કેટલીક વાંસની જુની લાકડીઓ એક ખુણામાં પડેલી હતી. **સૌરીન્દ્રમોહન** આ લોકનો આ બધો અસબાબ જોઇ મનમાં ને મનમાં નાના પ્રકારનો સંદેહ કરવા લાગ્યો. પણ બીજો કંઇ ઉપાય નહોતો; તેથી અહીંઆંજ રેહવાની જરૂર પડી. **શોભાન** તેમને આહારાદિ શું જોઇએ-છીએ તે સંબધી હકીકત પુછી આદર સતકાર કરવા લાગ્યો. આ તેનો યત્ન દેખી **સૌરીન્દ્રમોહન** આશ્વસ્ત થયો. પરંતુ ભોજન વગેરે કર્યા પછી શયન કર્યું. તે સમયે **શોભાને** કહ્યું,—" શેઠ સાહેબ ! આપ નિર્ભાવનાથી નિદ્રા કરો, હું આ સામેના ગામમાં ચોકી કરવા જાઉં છું; અને આપની પાસે આપના રક્ષણ સારૂ મારૂં માણસ મુકુ છું, એમ બોલી એક જણને ત્યાં રાખી **શોભાન** ગયો."

ક્રમે રાત્રિ વધારે ગઈ. ગાઢતર અન્ધકાર થઇ અન્ધકારમય વૃષ્ટિ થઇ. જીવ માત્રનો કોઇ પણ શબ્દ સંભળાતો બંધ થયો. પરંતુ કેવળ વચે વચે એક શૃગાલ ભીમ સ્વરે પોતાના પ્રભાવનો પરિચય આપતું હતુ. આ વખતનો લાભ લેઇ કેટલાક ચોર સર્વાંગે કાળા વિકટાકાર દેહ વાળા પ્રજ્વલિત મશાલ હસ્તમાં ધારણ કરી ગૃહ મધ્યે પ્રવેશ કરી તેમનું દ્રવ્ય વગેરે લુટવા લાગ્યા. તેવામાં આ પિપત વાત દેખી ભય વિહ્વલ ચિત્તે એક જણ એકદમ ઉઠયો. અને વારંવાર **મયજુદ્દીન** ગાડીવાનને બુમો મારવા લાગ્યો. કે તરતજ ચોર લોકોએ તેના હસ્તપાદ બન્ધન કરી ડાબી રાખ્યો. પછી એક જણ શસ્ત્ર ધારણ કરી પાસે ઉભો રહી ધમકાવા લાગ્યો કે,—" જો કંઇ બોલેશ યા કરેશ તો આ દીઠી છે; બે કડકા કરી નાંખીશ, ચરર ચટ જાંણે આરીયુ વાઢયું, ધડ ને માંથુ જુદુ જતો—" આ જોઇ **મયજુદ્દીન** બાપડો

મ્હેંબાકળો બની ગયો, પણ કંઈ ઉત્તર દેઇ શક્યો નહિ. **સૌરીન્દ્રમોહન** બળવાન્ પુરુષ હતો, તે માત્ર હાથમાં એક મોટી ડાંગ લેઇ લઢાઇ કરવા યુદ્ધાર્થ થયો. ચોર લોક આ પ્રમાણે જોઇ વિશેષ રીસે ભરાઈ ક્રોધેથી ચારે બાજુથી સખત માર મારવા લાગ્યા. સર્વાંગે ઘા અને કચ્ચર માર પડવાથી શોળ વગેરેમાંથી રક્તવર્ણું રૂધિર ધારા છુટવા લાગી; છતાં તેના હસ્તપાદ બાંધી ઉંચે તાણી બાંધ્યો. તે જોઇ **મુક્તકેશીને** અતિશય દુઃખ થવા લાગ્યું. બહુ પ્રકારે ચોર લોકની વિનય વાક્યથી આરાધના કરી કહેવા લાગી,–" તમે મારા સ્વામીને મારશો નહિ, બધુંય લ્યો, મારે કંઇ જોયતુ નથી; હું તમને આપુ છું. પણ મારા સ્વામીને મૂકી દ્યો."

આ પ્રમાણે બોલી, તેને પગે પડી. વારંવાર ઉઠીને પગે પડી. અને અર્થાદિ જે કંઇ છે તે, તમામ બ્હાર કાહાઢી તમને આપું છું. આ સાંભળી ચોર લોકના આનન્દની સીમા રહી નહિ. **મુક્તકેશીએ** રોતાં રોતાં પોતાની **પ્રભાવતીના** અંગ ઉપરનાં તમામ આભૂષણ કાઢી આપ્યાં. તો પણ અવશેષે પ્રૌઢાના અંગનાં ભૂષણ જોઇ તે લેવા તજવીજ કરવા લાગ્યા. આ તજવીજ દેખતાંવાંતજ **મુક્તકેશીએ** સત્વર આભૂષણ કાઢી આપી દીધાં, તો પણ તેમની કારમી આંખો ચળકાટ મારવા લાગી, તે જોઇ **મુક્તકેશી** બોલી,–" નરાધમ ! હજુ શાન્ત થતા નથી? " તેઓ પેહેરેલી વણારસીની સાડી પકડી તાણાતાણ કરવા લાગ્યા. **મુક્તકેશી** બોલી મને એક જુનું ફાટયું તુટયું વસ્ત્ર આપો, તે પહેરી આ અણમોલુ વસ્ત્ર કાઢી આપું. અમે સ્ત્રી લોક, તમે અમારા પિતા; મને વસ્ત્ર વગરની કરશો નહિ. તમને પગે પડું છું, અમારી લાજનું રક્ષણ કરો ચોર લોક ખડખડ હસીને બોલ્યા " તારી આ–વખત લાજ. " છોડ કાપડ છોડ, નહિ આપુ ? એમ બોલી ધુમો મારી પેહેરેલું વસ્ત્ર કાઢી લીધું. **પ્રભાવતીની** પણ આવી દશા કરી. નાશી જવાનો ઉપાય નહોતો. છતાં નાસે છે તો, ધમધોકો ખાય છે. આવી વિપદમાં કોણ સહાય કરે ! ચોરલોકે **સૌરીન્દ્રમોહનની** રૂબરૂ **મુક્તકેશીને** ગુરૂતર દુઃખ દેઇ બ્હાર ઠેકી કાઢી. હવે બીજુ કાંઈ પાસે રહ્યું નહી. ચોર લોક આ પ્રમાણે સ્વકાર્ય સાધન કરી સ્વસ્થાને પ્રસ્થાન કરી ગયા. **મુક્તકેશીએ** સ્વામીનું બન્ધન છોડયું. શરીર તપાસ્યું તો, ઘણાક ભાગમાંથી રૂધિર ધારા નિર્ગત થતી હતી. પોતાની આ દશા ! બાલીકા કન્યાને પણ બેએક ઘા વાગ્યા હતા.

સામસામી મુખાવલોકન કરી દીર્ઘ નિશ્વાસ ભાર પરિત્યાગ કરી બા-

લીકા કન્યાની શાન્ત્વના કરવા લાગ્યો. આ સમયે મળસ્કે શોભાન આવ્યો, તે તમામ વાત સાંભળી દુઃખી થવા લાગ્યો. તેમજ બન્ને સ્ત્રીઓને ઉલંગ દેખી બે જેવાં તેવાં વસ્ત્ર તેમને પહેરવા આણી આપ્યાં. અને તત્કાલોચિત ઔષધાદિ કરવાથી ઘાની થતી વેદના કંઇક અંશે ઓછી થઈ.

---

## પ્રકરણ ૫ મું.

## લુંટાયા પછી જવાની તૈયારી.

ક્રમે રાત્રિ વ્યતિત થઇ. પ્રભાત થયો. ભગવાન્ સૂર્યનારાયણ ઉધ્યાચળ ઉપર આવી દર્શન દેવા લાગ્યા. દર્શનથી પ્રસન્ન થઇ રક્તવર્ણના ઉપરણા જડ ચૈતન્ય માત્રને પેહેરાવા લાગ્યા. પ્રાણીમાત્ર દર્શનથી કલ્લોલ કરી ઉઠયાં, પણ રાત્રિનો રાજા ઘુવડ તેમને જોઈ ઇર્ષા કરવા લાગ્યો પ્રાણીઓ પોત પોતાના કાર્ય પરત્વે જવા લાગ્યાં. આ પ્રસંગે શોભાને કહ્યું—" શેઠ સાહેબ! મારી સાથે ખાવા ચાલો; ખાવાનું આપી હું ચોરની પછવાડે લાગુ થાઉં. "

**સૌરી**—" બાપુ! ભાઇ હવે જે થવાનું હતું તે થઇ ગયુ છે."

**શોભાન**—" શેઠ સાહેબ! આવું જાણતો હોત તો હું રાત્રિયે જાત નહિ. પણ હું જે રખવાળ મુકી ગયો હતો તે જાગતો હતો કે નહિ?"

**સૌરી**—" ભાઇ! તેતો મારા નશીબયોગે ગોદડીમાં મ્હોઢું ઘાલી ભર નિદ્રામાં પડયો પડયો ઘોરતો હતો; એ બીચારો પાખંડી પામર, દૈવ જાણે કયાંય ઘુવડની માફક લુપાયો, તેની મને શું ખબર રહે."

**શોભાન**—" ખાવા ઉઠો. ચાલો તૈયાર છે, બે કોલીઆ જમી લ્યો."

**સૌરી**—" બાપુ! હું આવી અવસ્થામાં સ્ત્રી અને કન્યા લેઈ ખાવા નહિ આવું, તમે મારી ગાડી તૈયાર કરી અપાવો, હું વાડીએ જાઉં. દશ બાર હજાર રૂપીઆ ચોરાઇ ગયા તેથી હું કંઇ કંગાલ થઇ જવાનો નથી."

**શોભાન**—" તે વાત ખરી શેઠ સાહેબ, પણ ચોરી લુપાવ્યાથી અમારો દંડ થાય."

**સૌરી**—"શોભાન! તેની તમારે ચિન્તા કરવી નહિ. હું ચોરીની વાત કોઇને કરીશ નહિ;

**શોભાન**—( પોતે પણ તેજ માગતો હતો) " શેઠ સાહેબ! જો આપ કહોછો તે પ્રમાણે થાય તો મારે બચવાનું, નહિતો મારે બચવાનો એકે ઉપાય નથી."

**સૌરી**—" તે થશે, તમે ગાડી જોડી મંગાવો."

**શોભાન**—( ગાડી જોડાવી ચોધરી મયજુદીનને કહેવા લાગ્યો, ) જો ખબડદાર, કોઇના આગળ રાતની વાત કરતો નહિ; કરેશ તો તારી વલે થશે. તેમ રસ્તામાં પણ વિલંબ કરતો નહિ. શેઠને વેલાસર વાડીએ પ્હોચાડી દેજે."

**મયજુદીન**—"ભાઇ, શોભાન, મને કંઇ કહેવું પડે તેમ નથી. હું અને તમે એક જાતના મુસલમાન. મારા તરફની કંઈ ફિકર કરશો નહિ."

**શોભાન**—"વાટખરચી માટે તમારી પાસે કંઇ નથી તો લ્યો, આ બે રૂપીઆ આપુંછું, તે ખરચજો."

આ પ્રમાણે વાતચિત કરી તમામને વિદાય કરી પોતે આનન્દમાં નિમગ્ન થયો. **સૌરીન્દ્રમોહન**, દુઃખે, ક્ષોભે અને મનની વ્યાકુલતાથી અનેક પ્રકારના વિચાર વમળમાં અથડાતો કુટાતો ગમન કરવા લાગ્યો. મુક્તકેશી પ્રહાર વેદનાથી અતિશય પીડાતી અદૃષ્ટને નિંદતી સાથે બેસી પન્થ કાપવા લાગી. પરંતુ તેમની આંખે આંસુ જોઇ બાલીકા **પ્રભાવતી** રોવા લાગી.

સમય; સમય પ્રતિ ક્ષણ માત્રનો વિશ્વાસ નહિ. સમય, એક કાળે અસંખ્ય લોકને અસંખ્ય પ્રકારની અવસ્થામાં અવસ્થાપિત કરે છે. ધન, માન, પદ, સભ્રમ, રાજ્ય, ઐશ્વર્ય, સંપત્તિ, વિપત્તિ વગેરે તમામ સમયનેજ આધીન; ઉત્પતિ, વૃદ્ધિ, ક્ષય, એ તમામ સમયનેજ અનુસરે છે. સમય—કાલને સાક્ષાત દેવ કહીયે તોપણ અત્યુક્તિ કહેવાય નહિ.

ઇતિહાસાદિ સમસ્ત આલોચના કરી એક વખત વિસ્મયાર્ણવમાં નિમગ્ન થઇ સમયને શત્ શત્ ધન્યવાદ ન આપવો એ વ્યાજબી ગણાય નહિ. આચિર—વિધમાનમાં કેટલી અદ્‌ભૂત ઘટના સમ્પન્ન થઇ ગઈ છે, થાય

છે, અને થશે તેનો નિર્ણય શું? એ સમય, આપણને એક વાર હસાવે છે, પછી રોવરાવે છે. એની ભાવનાને અસ્ત નથી, વિરામ નથી; પણ કાળ ધર્મને વશ વર્તિ થઇ પોતપોતાનું જીવન યાપન કરે છે. જેને આ કાળના મહાત્મ્યની ખબર નથી તે કેવળ નિર્બોધ; જે કાળ ધર્મ જાણીને ચેષ્ટા કરે તેજ શ્રેષ્ટ. સમય ધર્મ અવસ્થાન્તર થાય તોપણ ઉદ્ધત વા નિરાશ થવું નહિ. ચિરકાળ એક અવસ્થા રેહેતી નથી. જે વિષયથી મત્ત અને દુઃખથી પીડીત થાય તે અતિ અસાર; કંઇ વસ્તુ કોઇની નથી; એકાકી સર્વ આવ્યું છે, સમસ્ત પરિત્યાગ કરી એકાકી જશે ધર્મા ધર્મ ભિન્ન અન્ય કંઇ સંગે આવવાનું નથી. સત્કર્મનો પુરસ્કાર, અસત્ કર્મનો તિરસ્કાર, એ ઇશ્વરનો અનિવાર્ય નિયમ; જે મનુષ્ય જેવા કર્મનું અનુષ્ટાન કરે તે તેવા ફળનો ભોક્તા થવાનો. અધર્મ કરી કોઇએ કંઇ નિષ્કૃતિ લાભની આશા રાખવી નહિ.

આ દુરાચારી **શોભાન**, દુષ્કાર્ય કરી સામાન્ય મનુષ્યના નયનમાં મુઠી ધૂળ નાંખી ઇશ્વરને છેતરી શકવાનો નહિ. સર્વચક્ષુ તમામ દેખે છે; તે પરોપકારી ધાર્મિક **સૌરીન્દ્રમોહનની** અવસ્થા સ્વચક્ષે દેખે છે. પતિવ્રતા **મુક્તકેશીની** રૂદન ધ્વનિ સ્વકર્ણે શ્રવણ કરે છે. સરલા બાલિકા પ્રભાવતીનું નયન જળ સ્વચક્ષે જુવેછે. સૌરીન્દ્રમોહનની ગાડી દૂરથી વિશાળ પ્રદેશમાં આવવા લાગી.



## ખંડ ૨ જો કુટુંમ્બનો કુસંપ.

### પ્રકરણ ૧ લું

## પ્રદ્યોતની મુલાકાત અને વિવાહની પુછગાછ.

આ સમયે સામેથી એક અશ્વારોહી તરૂણ યુવક, પ્રાતઃકાળનો મલય વાયુ સેવન કરતો કરતો આવતો હતો. આવતાં આવતાં સ્વકર્ણે રૂદન ધ્વનિ શાંભળી તેનો પ્રાણ કંપવા લાગ્યો. અશ્વથી અવરોહન કરી નજીક ચાલી આવ્યો. અને તેમનાં દર્શન કરી મનમાંને મનમાં વિચાર કરવા લાગ્યો. વિશેષતઃ **પ્રભાવતીનું** રૂપ લાવણ્ય દર્શન કરી " ઇશ્વરની અદ્ભૂત સૃષ્ટિ " એ વાતનું મનમાંને મનમાં વારંવાર મનન કરવા લાગ્યો.

પરમેશ્વરની માયાની બાલકારી, તેની ખૂબી ઓરજ છે.

યુવક, —"અ—એ ગાડીવાન, ગાડી રાખ;" ગાડી ઉભી રહી. એ-ટલે યુવક ગાડી નજીક જઇ બોલ્યો,—"મહાશય! આપનું નામ શુ? ક્યાં-થી આવોછો? આ બન્ને સ્ત્રી—રત્ન આપનાં શુ સગાં થાય? તેમની આવી હિનાવસ્થા કેમ? વળી આપના અંગે પ્રહાર ચિન્હ દેખાય છે તેનું કારણ શુ? જો કહેવાને કંઇ પ્રતિબન્ધ ન હોયતો મારી જીજ્ઞાસા પૂર્ણ ક-રશો એવી ઇચ્છા છે. આપની આ અવસ્થા જોઈ હુ ઘણો વ્યાકુલ થાઉછું." **સોરીન્દ્રમોહન** આ તરૂણ યુવકને જોઈ મનમાં બહુ ખુશી થવા લાગ્યો. તેનાં મધુર મધુર વાક્ય શાંભળી અંતઃકરણ અનુપમ આનન્દ સમુદ્રમાં ઉ-છાળા મારવા લાગ્યું; તોપણ ઉપસ્થિત ઘટનાથી જેટલુ સાવધાન થવાય તેટલે દરજ્જે સાવધાન થઇ બોલ્યો,—"બાપુ! મારૂ નામ **સોરીન્દ્રમોહન**; જ્ઞાતે બ્રાહ્મણ ઉપાધિ મુખોપાધ્યાય; આ—મારી સ્ત્રી, આ—મારી અનુઢા કન્યા; અમારો વાસ સીતાવાડી ગ્રામમાં; અમોને કોઈ અપ્રકાશ્ય દુર્ઘટનાએ પી-ડવાથી આ દશાને પ્રાપ્ત થઈ વાડીએ જઇએ છીએ. તમારૂ નામ શું બાપુ?"—

**યુવક બોલ્યો,**—મારૂ નામ પ્રદ્યોતકુમાર, જ્ઞાતે બ્રાહ્મણ, ઉપાધિ ચટ્ટો-પાધ્યાય, મારા ભ્રાતાનું નામ ભુજેન્દ્રકૃષ્ણ; મારૂ વાસ-સ્થાન—આ-જયસ્થલ ગ્રામ, એજ ગ્રામમાં મારા પિ-તામહની જાહાગીર છે,"

બન્નેની આ પ્રમાણે કથાવાર્તા શાંભળી ગાડીવાન ગાડીથી નિચે ઉ-તર્યો, અને થોડેક દૂર જઇ બેશી ગાંજો બનાવવાનો આરંભ કર્યો.

આ તરફ યુવક વારંવાર કહેવા લાગ્યો કે—" એવી શું અપ્રકાશ્ય ઘટના છે, કે જેથી આ અવસ્થા પ્રાપ્ત થઇ છે. એ અપ્રકાશ્ય ઘટનાની કથા થી માહિતગાર કરી મને કૃતાર્થ કરશો; આપ મારા પિતૃ કલ્પ; આ મારી જનની સમાન; અને આ બાલિકા સર્વાપેક્ષા મારી સ્નેહક વસ્તુ; હૂં કૃતા જંલિપુટે પ્રાર્થના કરૂછું કે કૃપા કરી વાત કહી કૃતાર્થ કરો."

**મુક્તકેશી** નવીન યુવકના વિનય વાક્યથી તેની પક્ષપાતિની થઇ, અને મનમાં વિચાર કરવા લાગી, કે જો તેનો વિવાહ ન થયો હોય તો હું નિશ્ચય તેને **પ્રભાવતી** અર્પણ કરી કૃતાર્થ થઇશ.

**પ્રભાવતી** આ યુવકનું અનુંપમ રૂપ લાવણ્ય દર્શન કરી હૃદયમાં

તેની સાથે પરણવા સારૂ સ્થિર સંકલ્પ કરવા લાગી. તે વખણામાં સરલ આંખની સરલ દૃષ્ટિથી યુવકને વારંવાર જોવા લાગી યુવક અનિમેષ નયનથી પ્રભાનું મુખ અવલોકન કરવા લાગ્યો. બન્ને જણ આ પ્રમાણે સામ સામી ભાવથી દર્શન કરવા લાગ્યાં. પછી સૌરીન્દ્રમોહને કહ્યું,—"બાપુ, પ્રદ્યોત! અમારી અવસ્થાની બીજી કથા તમારે શાંભળવાની આવશ્યકતા નથી; પણ હું એમ પુછુંછું કે તમારો વિવાહ થયો છે કે નહિ? પ્રદ્યોત બોલ્યો,—" જી, ના; સૌરીન્દ્રમોહન જવાબ સાંભળી મૌન્ય રહ્યો. મુક્તકેશી અતુલ આનન્દથી આકાશના ચન્દ્રને હાથે તોડવા લાગી. પ્રભાવતી, પિતા માતાના મુખ શામું જોઇ રહી.

ફરીથી પ્રદ્યોત બોલ્યો,—" મહાશય! શું એ અધમના પ્રત્યે આપનો તિરસ્કાર નથી? હું કહું છું, જો મારો પ્રાણ આપવાથી આપનું ભલુ થતું હોય તો તે કરવા તૈયાર છું." સૌરીન્દ્રમોહન બોલ્યો,—" પ્રદ્યોત! તમે અમને જવાદ્યો અમે અમારે ઘેર જઇએ; તમે અમારી સાથે આવો તો ત્યાં બધી વાર્તા કહીશ. હું રસ્તામાં કંઇ વાતચીત કરવાનો નથી." પ્રદ્યોત સાંભળી વિષન્ન થયો. મુખ સુકાવા લાગ્યું. મસ્તક નીચું નમાવી બેસી રહ્યો. તેની આવી અવસ્થા જોઇ પ્રભાવતીને અસંતોષ થયો, અને મૃદુ સ્વરે બોલી,–" તેમને તમારી સ્થિતિ જોઇ બહુ દુઃખ થાય છે, તેઓ મ્લાન વદને બેઠા છે; તેમને આપડા દુઃખની વાર્તા કેમ ન કહેવી? જો આપ ન કહી શકો એમ હોય તો હું કહું;" સૌરીન્દ્રમોહન પ્રભાના વાક્યનો ઉત્તર ન દેતાં, યુવકને કહ્યું,–" પ્રદ્યોત! અહીંથી પુષ્કરિણી નજીક છે?" પ્રદ્યોત બોલ્યો,—" હા, જી;" સૌરીન્દ્રમોહને કહ્યું,— " તમે એકવાર આ ગાડી પાસે બેશો, હું મુખ પ્રક્ષાલન કરી આવુ." તરસથી અમુઝાતી મુક્તકેશી વારંવાર સ્વામીને જળ સારૂ વિનંતી કરતી હતી, માટે સૌરીન્દ્રમોહન સહ ધર્મિણીને લેઇ સરોવર તટે ગયો. પ્રભાને કહેતો ગયો હતો કે, અમે જળપાન કરી આવીએ ત્યાં સુધી ગાડી સાચવજે; જો તને જળપાનની ઇચ્છા હોય તો ચાલ અમારી સાથે; પ્રભાએ કહ્યું,–" મારે જળ પીવાની ઇચ્છા નથી, હું ગાડી ઉપર રહી તમને જોઉછું; આપ જેમ બને તેમ સત્વરાથી પાછા વળજો; એમ બોલી પિતાને વિદાય કર્યો; બન્ને જણ ત્યાં ગયાં, તે અવસરે પ્રભાવતીને યુવક (પ્રદ્યોત) કહેવા લાગ્યો,–" તમે મારા મનનું દુઃખ દૂર કરશો?" પ્રભા! આ વ-

ખતે તમને અને મને હમણું કોઇ કહેનાર નથી પિતા માતા અનેક દિ-વસથી મારો પરિત્યાગ કરી સ્વર્ગધામે સધાવ્યા છે. મારે હવે વડીલબન્ધુ અને તેમની સ્ત્રી જે મારી ભાભી એજ છે; ભાભીનું નામ **લીલા** છે પણ તેના મનમાં એક મોટું કષ્ટ છે **લીલા** ખરેખર સાક્ષાત કમલારૂપ; તેથી તેની કૃપા વડે માતૃ શોક હું જાણી શકતો નથી, તેમજ તેનું મલીન વદન હું જોઉં તો મારૂ હૃદય ફાટી જાય **પ્રભા** ! સાંસારિક નાના વિધ અ-સહ્ય વેદનાથી મારૂ મન અહોરાત્રિ વન–દાવાનળની માફક બળે છે. તમે શું તેના ઉપર અમૃત વૃષ્ટિ કરી શીતલ કરશો ? આ વાત બોલતાં બોલ-તાં પ્રદ્યોતનાં બન્ને ચક્ષુમાંથી બે ચાર જળ બિન્દુ પડયાં. તે જોઇ જન્મા-ન્તરિણુ–બન્ધુતાનિ બન્ધન, **પ્રભાવતીને** કંપારી વછુટી. કંપારી સાથે ચોધાર આંસુ પડવાથી વક્ષઃસ્થળ ભીજાઇ દેખાવા લાગ્યુ, ધ્રુજતાં ધ્રુજતાં કહેવા લાગી કે–" આપની આંખે જળ દેખી મારૂ મન અધીરૂ થાય છે. હું બાલીકા, આપને સઘળી વાતો સમજાવી શકેશ નહિ, મને શું કહો છો ? આંખનું જળ લોહી નાંખો ? આવુ, છેક આવુ.–" એમ બોલી બ્હાર આ-વી, કંઈ કંઈ રક્ત વર્ણ ( કમળ જેવા ) કરથી પ્રદ્યોતનાં નયન જળ લો-હી નાંખ્યાં. પ્રદ્યોત, જોઇ સાંભળી કંપવા લાગ્યો. મનમાં સપ્ત સમુદ્ર એ-કી વારે ઉછાળા મારવા લાગ્યા, અધરોષ્ટરૂપ ફળથી હૃદયોધાસ અવરૂધ કરી શકયો નહિ. ગદ્‌ગદીત સ્વરે કહેવા લાગ્યો,—" **પ્રભા** ! શું હું આજ સ્વર્ગ ભૂમિથી ઉતરી ઉભો છું ? મારા અસાર જીવનને આજ શું સજીવતા પ્રાપ્ત થઈ ? આ અધન્ય નારકી આજે શું સ્વર્ગીય દેવીના સંસ્પર્શે પાપ વિમુક્ત થશે ? આજે શું હું સાક્ષાત્ શાન્તી દેવીની અમૃતમય વાક્યાવળી શ્રવણ કરી બન્ને શ્રવણની સાર્થકતા લાભ કરૂં છું ? આજે મારા મૃત દે-હને પ્રાણ પ્રાપ્ત થયો. શું આજ હું અનિર્વચનીય ઉત્સાહથી ઉત્સાહિત થાઉં છું ? આજ મને આશા, વિશ્વાસ, સુખ, સંપતિ વગેરેએ દર્શન દીધું છે. આ-જ મારો જન્મ સફળ થયો સ્વર્ગાપ–વર્ગ મારી હથેલીમાં આવ્યો. આજ મારા દેહને પ્રભૂત બળ પ્રાપ્ત થયું. તારા આ કામનીય કોમળ કર પલ્લવ સંસ્પર્શથી શું આ અંગ શીતલ થશે ? **પ્રભા** ! **પ્રભા** ! આમ થશે એ-મ સ્વપ્નેય પણ ધાર્યું ન્હોતું **પ્રભા** ! તે મારાં લોચનનું જળ લુછી નાં-ખી મને શીતલ કર્યો એ ખરૂ; પણ હું હતભાગ્યનું મન તારાં લોચનનું જ-ળ લુછવા ઇચ્છા કરે; મન અતિશય વ્યસ્ત થાય, અંતરાત્મા તારાં ચક્ષુનું

જળ લુછવા વ્યાકુલ થાય, પણ તારા પવિત્ર અંગને સ્પર્શ કરવાના સાહસમાં શંકત થાઉં છું; મેં એવું શું પુણ્ય કરૂં હોય કે, આ જઘન્ય કરથી તારાં આંસુ લુછી શકું. તારા દેવ વાન્ચ્છિત દેહ પર અતિ સાહસથી હસ્ત અડકાડું? પ્રભા! હું ખેદયુક્ત વચનથી તને જણાવું છું કે; તું રૂદન સન્વરણ કર. આંખોનું જળ ચીરના પાલવથી લુછી નાંખ. દિલગીર થઇ મને દિલગીર કરેશ નહિ." પ્રભાવતી બોલી,–' હમણાં હું આપને નહિ કહું, આપ કહો; બીજાના મનથી આ પ્રયત્ન લજ્જાયુક્ત ગણાય પણ તે બોલવું સારૂં લાગ્યું. પ્રદ્યોત! તમે મને કેમ નહિ કહો મેં શું દોષ કર્યો છે? હું બાલક, સારી રીતે વાત કરી કહી જાણું નહિ! કંઇ વાત ન જાણવાથી તમારા મનને દુઃખ થયું છે? હું પિતાને સારૂ લગાડી, માને સારૂ લગાડી, આપને પણ સારૂં લગાડું છું; ત્યારે આપને કેમ સારૂ ન લાગે? અમારે સારૂ જ્યારે આપ આટલું દુઃખ વેઠો છો ત્યારે અમને સારૂ કેમ ન લાગે?" આ સાંભળી પ્રદ્યોત બોલ્યો,—" પ્રભા! તમે શું મારા જીવની શક્તિ? તમે શું મારા હૃદય જીવનની સ્નિગ્ધોજ્જવલદીપ—શિખા? તમે શું મારી આશાની આશા? ભરોંસાનો ભરોંસો! ઉન્નતિનો હેતુ! યશનો સેતુ! આજે શું હું સશરીરે સજ્ઞાને તારી અમૃત વર્ષિણી વાંણી શાંભળુ છું? પ્રભા! જગમાં જો કોઇને સારૂ લાગતું હોયતો તમને લાગે; જો કદિ સારૂ લગાડવાનું શિખવવું હશે તો તમારી પાસેથી શિખીશ, જો જગતમાં મારે કંઇ દર્શનીય હોયતો તે તમેજ; જો જગતમાં કંઈ જોવાની ઇચ્છા હોય તો હું તનેજ જોઉ; જો જગતમાં કોઇને મનની નિગૂઢ વાર્તા કહેવાની હોયતો તે તમનેજ; માટે મારા કોઈ પુણ્ય બળથી તમે મારી વાર્તા શાંભળશો?

પ્રભા બોલી,—" હું આપની વાર્તા શાંભળીસ " પ્રદ્યોત બોલ્યો, —" માતા રાગ કરશે, પિતા ધમકાવશે, ત્યારે તમારા મનને કષ્ટ થશે, તો પણ આ વાર્તા મોંઢે લાવશો નહિ." પ્રભાવતી પિતા માતાના આવવાના રસ્તા તરફ જોઇ મનમાંને મનમાં બોલી, " મા! તમે શું રાગ કરશો?" બાપા તમે શું મારો તિરસ્કાર કરશો?" તેનો ઉત્તર જાણે સૌરીન્દ્ર કરવા લાગ્યો,—વત્સે! તિરસ્કાર કરવો દૂર રહેવા દે, શરીરનું જીવન નષ્ટ થાય તો પણ મારાથી તમારો આ મધુર આલાપ કોઇ વખત વિસ્મૃત થશે નહિ." ત્યારે પ્રભાવતી બોલી,—"પ્રદ્યોત! આપ મારાં આંસુ લુછવાને ડરોછો?

ત્યારે પ્રભાવતી બોલી,—" પ્રદ્યોત ! આપ મારાં આંસુ લુછવાને ડરો છો? તો હું જાતેજ લુછીશ, જોઉં, આપના કોમળ કર, એમ બોલી પ્રદ્યોતના બન્ને કર પોતાના બન્ને કરથી પકડી પોતાનાં આંસુ લુછ્યાં. પ્રદ્યોત આનન્દમાં ગળી ગયો. સ્વશરીરે સમ સ્વર્ગમાં વિચરવા લાગ્યો. અને સ્વ કરે સુધાકર ધારણ કર્યો, અને અલૌકિક વિમોહન ભાવથી વિમોહિત થઇ પ્રભાવતીનું મુખપાન ચહાવા લાગ્યો. એ અવસરે સરોવર તટે મુક્તકેશી સ્વામીને કહેવા લાગી,—" જુવો ! જુવો ! આપડી પ્રભા આજ 'સ્વયંવરા ' થઇ. માટે પ્રદ્યોતને સાથે લેઇ ચાલો, જો તેમ નહિ થાય તો પ્રભાના હકમાં સારૂ થશે નહિ. રૂદશે, રડશે, તે હું જોઇ શકીશ નહિ." દરમીઆન સૌરીન્દ્રમોહન ગાડી નજીક જઈ બોલ્યો,—" બાપુ પ્રદ્યોત ! તમે અમારી સાથે અમારે ઘેર આવશો ?" ત્યારે પ્રદ્યોત બોલ્યો,—" પિતઃ જો આપે મને બોલાવાની આજ્ઞા આપી કૃપા કરીને તો હું તેથી હું કૃતાર્થ થઇશ; આજે આ અધીન એશ્રી ચરણનો ચિરદાસ થઇશ. " સૌરીન્દ્રમોહને ઉત્તર દીધો, " અમને, તમને અમારી પ્રભાના સર્વસ્ય કહેવાનું સારૂ લાગે છે; તમે અમારી પ્રભાના સર્વસ્ય થશો ?" પ્રદ્યોત બોલ્યો,—" જો આપની પ્રભા મને સર્વસ્ય કહેવાનું કબૂલ કરે તો હું મને કૃતાર્થ થયેલો માનીશ. અધિકમાં ભગવાન્ ભાસ્કરને સાક્ષી રાખી પ્રતિજ્ઞા કરૂં છું કે હવેથી હું આપની પ્રભાથી ભિન્ન કયારેય થઇશ નહિ. જો આપ મને સેવક તરીકે ગ્રહણ કરો છો તો સેવકની વાડીએ પદાર્પણ કરવાને વાંધો શું છે? નિર્બન્ધાતિશયે પ્રાર્થના કબૂલ કરી તાબેદારના વાસસ્થાનમાં પદાર્પણ કરવાથી હું કૃતાર્થ થઈશ."

શબાશ સમય ! તને હજાર વખત ધન્ય ! તને અગણ્ય ધન્ય ! આ જગતમાં તને કોઇ પાર પામે નહિ. તું યુગવત્ જીવગણને નચાવે, હસાવે; તુંજ આ સંસાર રૂપ નાટય ભૂમિમાં જીવગણ વગેરેને ખેલાવે છે. શોક, દુઃખ, આમોદ, આલ્હાદ, હાંસી વગેરે ચમત્કાર દેખાડી સઘળાને નિસ્તબ્ધ રાખે છે. આપણને કેટલેક પ્રકારે કેટલેક દરજ્જે કેટલીક જાતના ચમત્કાર દેખાડે છે, તે તમે સ્થિર ભાવે બેસી જુવો છો. વળી મધ્યે મધ્યે ક્રીડાકારીઓની ક્રીડાની વસ્તુ અપહરણ પૂર્વક તેઓને ડરાવી તેમને રૂદનનો નિગૂઢ ભાવ ગ્રહણ કરાવે છે. તમે ભાવગ્રાહી વિશ્વદર્શક; બધાની દક્ષતા, વ્યસ્તતા, વ્યાકુલતા, ભાવુક્તા—એકાન્તિકતાના પરિચયનો લાભ કરાવી પુરસ્કાર વા તિરસ્કાર વિધાન કરે છે. આશા તમારી ચિરદાસી; તે તમામને મનોરંજન કર-

વામાં પારદર્શિની; પિતા કોઇ કારણ માટે સન્તાનના ઉપર ક્રોધ કરી પ્રહાર કરે પરંતુ તેની અંતઃકરણસ્થ, દયા, માયા, શ્રદ્ધા, ક્ષમા તેને આકુલિત કરી શકે. સાક્ષાત સ્નેહમયી જનની ચીડાઇને સન્તાનના સર્વાંગે હસ્તાવર્તન કરી તેને મધુર વાક્યથી કેટલીક રીતે શાન્ત્વના વાક્ય બોલી પ્રકૃતિસ્થ કરે છે. શુષ્ક મુખને શ્યામ કરે, વિપણ વદનને સસ્મિત કરે, આશાને કોઇ રીતની ક્ષમતા નહિ. જો ઈશ્વરની સૃષ્ટિમાં આશા ન હોત તો સમાજ બન્ધન ખરેખર શિથિલ થઇ જાત. આશા દુરવસ્થાની કાલ રાત્રિ; દુર્બલની મહા શક્તિ; દૃઢ પ્રતિજ્ઞની રાજલક્ષ્મી; અન્ધકારની દીપજ્યોત; ઉન્નતિની અધિસ્ટાત્રી દેવી; દયામય ઈશ્વરે આ દેવ બાલા આશાને અવની મન્ડલમાં મોકલી પોતાની અનંત શક્તિનો વિશેષ પરિચય દીધો છે આપડો સૌરીન્દ્રમોહન એ આશાબધ; અને પ્રદ્યોત આ આશાનો પદાનત.

---

## પ્રકરણ ૨ જું

## શાન્તીરક્ષક સુરેશચન્દ્ર.

પ્રદ્યોતકુમાર સૌરીન્દ્રમોહન સહિત એ પ્રમાણે કથોપકથન કરે છે, તે સમયે એક પાલખી આવતી જણાઇ. બેસનાર તેની અંદર હોવાથી પ્રદ્યોત કુમારને જોઈ બોલ્યો, " કે ઓ !! સત્યવાદી,—જીતેન્દ્રિય, પરમ ધાર્મિક પ્રદ્યોતકુમાર ! આપ આ ઠેકાણે કેમ—? " પાલખી આવી. પ્રદ્યોત દર્શન કરી બોલ્યો,—" આજે અમારો શુભ દિવસ ! આપના દર્શનથી પવિત્ર થયો. " આ પ્રસંગે—સૌરીન્દ્રમોહને પુછ્યું-" એજ કે ? " પ્રદ્યોતે ઉત્તર દીધો,—" હા. જી; એ અમારા અહીંઆંના શાન્તીરક્ષક ( સુલેહના અમલદાર ) સુરેશચન્દ્ર; " પ્રથમથી તે બન્ને રમણીઓ સુરેશચન્દ્રનું આવ્હાન સાંભળી ગાડીમાં છુપાઇ ગઈ હતી. આ વખતે સાવધાનપણાથી સૌરીન્દ્રમોહને સુરેશચન્દ્રના પાસે આવતાં પાલખી ઉભી રખાવી બહાર નીકળી નમસ્કાર કર્યો, પ્રદ્યોતની સાથે કથોપકથન આરંભ્યો. પ્રદ્યોતે કહ્યું,—" મહાશય ! આ મારા પરમાત્મીય; મારી સાથે એ પણ વાડીએ આવે છે. એમના શરીર ઉપરનાં પ્રહાર ચિન્હ જોઇ મેં તેનાં કારણ જાણવા જીજ્ઞાસા કરી પણ એ મહાત્મા કંઇ કહેવાની કૃપા કરતા નથી. એકવાર આપ જીજ્ઞાસા કરી

જુવો. કદિ આપના માનાર્થે કંઇ વાત વળી બોલે તો." સુરેશચન્દ્ર સૌરીન્દ્ર-મોહનના શરીર ઉપરના પ્રહાર ચિન્હ જોઇ ચમકી ઉઠયો અને તેનું કારણ જાણવા સારૂ સવિશેષ આગ્રહ સહિત વારંવાર પ્રશ્ન કરવા લાગ્યો. આવી પુછગાછને લીધે સૌરીન્દ્રમોહન કંઇ છુપાવી શકયો નહિ; સવિશેષ સમસ્ત નિવેદન કર્યું. બન્ને જણ સાંભળીને દુઃખથી, ક્ષોભથી એકવાર દિલગીર થયા. તદનંતર, સુરેશચન્દ્રે કહ્યું,—"ગાડીવાન! ગાડી જોડી લેઇ ચાલ; આજ્ઞા થતાં ગાડીવાન ગાડી જોડી જવાને રસ્તે ફેરવી ચલાવવા લાગ્યો." એક જણ પ્રદ્યોતના અશ્વને લગામથી પકડી પછવાડે પછવાડે ચાલવા લાગ્યો. તેના ત્રણ મનુષ્યો પદવ્રજે ત્વરાથી ચાલવા લાગ્યા. ત્યાં પ્હોંચતાંજ શોભાનને બ-ધી વાત પુછવા જીજ્ઞાસા કરી, શોભાન શાન્તી રક્ષકને જોઇ ચોગરદમ પૂર્ણ ભય દેખવા લાગ્યો. તેને ઘણી રીતે પુછવામાં આવ્યું, પણ કોઇ વાતનો સ્વિકાર કર્યો નહિ. સુરેશચન્દ્રે દારોગાને પત્ર લખી કેટલીક બાબતની ત-પાસ સંબંધી સૂચના કરી, અને તે પત્ર સીપાઇના હાથમાં આપી, પોતાની પાલખીમાં બન્ને સ્ત્રીઓને બેસાડી પ્રદ્યોતને કહ્યું,—"પ્રદ્યોત કુમાર આપ એમને લેઇ ઘેર જાવ, હું એમને લઇ વરિષ્ટ ન્યાયાલયમાં જાઉછું, ત્યાંથી પાછા ફરી વધુ તપાસ કરીશુ." પછી સૌરીન્દ્રમોહનને કહ્યું—"મહાશય! આપને કંઇ ચિન્તા કરવી નહિ. અને આપ પણ પ્રદ્યોત કુમાર સાથે સ-ધાવો" હું પછી મલીશ. એમ બોલી સુરેશચન્દ્ર ઘોડા ઉપર બેશી વ-રિષ્ટ ન્યાયાલયમાં ગયો. આ તરફ પ્રદ્યોત, તેમને સાથે લેઇ ગૃહાભિમુખે પ્રસ્થાન કરવા લાગ્યો. ફક્ત મયજુદ્દીન સેખ એકલો રહ્યો.

---

## પ્રકરણ ૩ જુ

## પ્રદ્યોતનુ કુટુંબ, ન્યાયપદનાં શ્યામ કૃત્ય.

પ્રદ્યોતના પિતામહનું નામ હરિશ્ચંદ્ર; તે અતિશય બુદ્ધિમાન્ અને ક્ષમતા વિશિષ્ટ પુરૂષ હતા. પોતાની ક્ષમતાથી સાત આઠ લક્ષ રૂપીઆની જમીનદારી ખરીદ કરી હતી. સતકર્માચરણ એ તેમનો ઉદ્દેશ હતો. હ-રિશ્ચન્દ્રને બે પુત્ર, જ્યેષ્ટનું નામ ધરણીધર, કનિષ્ટનું નામ નરેન્દ્રકૃષ્ણ, નરે-ન્દ્રકૃષ્ણે, ભુજેન્દ્રકૃષ્ણ અને પ્રદ્યોતકુમાર નામે બે પુત્ર મુકી અલ્પવયમાં

લોકાન્તરમાં ગમન કર્યું હતું. નરેન્દ્રકૃષ્ણે, જ્યેષ્ટ પુત્ર ભુજેન્દ્રકૃષ્ણની તેર વર્ષની વયે લીલાની સાથે વિવાહ કર્યો; તે સમયે પ્રદ્યોતનો જન્મ હતો. પ્રદ્યોતનો જન્મ થયા પછી નરેન્દ્રકૃષ્ણે પરલોક ગમન કર્યું; જ્યેષ્ટ પુત્રના પુત્રનું નામ શ્યામપદ; ધરણીધરનો સ્વભાવ પિતાથી વિપરીત હતો. નરેન્દ્રકૃષ્ણે બે સન્તાન મુકી પરલોક ગમન કર્યું ત્યાર પછી ધરણીધરની વિષય વિપાસા બળવતી થઈ. સ્વકાર્ય સાધવામાં ધરણીધર બહુ ધર્માધર્મ માનતો નહિ. જે કાર્ય સાધવાની આવશ્યકતા જાણતો તે કરતો. તેણે પિતાના મૃત્યુ પછી એક કપટી વિલ બહાર પાડી, બન્ને ભ્રાતૃપુત્ર માત્ર અન્ન વસ્ત્રના અધિકારી છે એમ સર્વને જાહેર કર્યું. ધરણીધરનો દોર્દન્ડ પ્રતાપ; તેના કાર્યનો વ્યાઘાત કરે, પરંતુ તે લોક તેના અધિકારમાં નહોતા. નરેન્દ્રકૃષ્ણના બન્ને બાળ પુત્રને મિલકતથી વંચિત કર્યાની ખબર શાંભળી જયસ્થળના તમામ આબરૂદાર સંભાવિત ગૃહસ્થો અતિશય દિલગીર થતા હતા. આ બનાવથી નરેન્દ્રકૃષ્ણની સ્ત્રીનું લોકાન્તર થયુ. લીલા પરમ યત્નથી પ્રદ્યોતનું લાલન પાલન કરવા લાગી. ત્યાર પછી કાળ ક્રમે ધરણીધરનું પણ લોકાન્તર થયું. તેનો પુત્ર શ્યામપદ, આ સર્વ મિલકતનો સર્વમય કર્તા થઈ પડયો. પુત્ર પણ પિતાના જેવોજ હતો. અકાર્ય કરણ તેનું સહજ અભ્યસ્ત; તેનો ઘોરતર અત્યાચાર બન્ને ભ્રાતૃને નિતાન્ત પ્રપીડિત, તે નાના પ્રકારની ચેષ્ટા કરી કોઇપણ વિષયનો ઉદ્ધાર કરી શકતો નહિ, પણ તે અગત્યા અન્ન વસ્ત્ર માત્રથી સંતુષ્ટ થઇ કાળયાપન કરવા લાગી. હરિશ્ચન્દ્ર, બન્ને પુત્રના સારૂ બે વિશાળ વાડીઓ બાંધી ગયો હતો. તેમાંની એક વાડીમાં પ્રદ્યોત કુમારે વાસ કર્યો હતો. પ્રદ્યોતની વાડીમાં કંઇ લોકને ચકીત ચિતે જોવા જેવુ ન હોતું, માત્ર થોડો ઘણો જે વૈભવ હતો તે શ્યામપદના સારૂ નિર્ધારિત હતો. શ્યામપદના વાસ ભવનમાં ચારે દિશાએ નયન નિક્ષેપ કરતાં સુરપુરી જેવો દેખાવ ભાસતો હતો. મનોહર ભવન, સુરમ્યઉદ્યાન, લત્તા ગૃહ, લત્તા કુંજ, ભૃત્ય નિવાસ, ઉત્કૃષ્ટ સરોવર વગેરે જોતાં વિમોહિત થવાય તેવુ હતુ. આવુ છતાં પ્રદ્યોતકુમારે, સૌરીન્દ્રમોહન વગેરેને સાથે લેઈ પોતાના ભવન વિષે પ્રવેષ કરી તેમને એક સ્થાને બેસાડયા. પછી પ્રદ્યોત સૌરીન્દ્રમોહનને કહેવા લાગ્યો કે "મહાશય! આપ ક્ષણ કાળ આ સ્થાને મારી રાહ જોઇ બેસો, હુ અંદર જઇ આવું છું." પછી વહકને બહાર જવા આજ્ઞા કરી પોતે અંતઃપુરમાં ગમન કર્યું.

# પ્રકરણ ૪ થું

## દિયર ભાભીની વાતચીત.

પ્રદ્યોતે અંતઃપુરમાં આગમન કરતાં હસતાં હસતાં લીલાના ચરણમાં પ્રણામ કર્યો, લીલાએ સાદરે પ્રદ્યોતના બન્ને કર ઝાલી ઉચકી લેઇ કહ્યું, "દિયેર, પ્રાણાધિક! પ્રદ્યોત! આજે હું તમારા મુખચન્દ્રનું મધુર હાસ્ય જોઈ આનન્દ લાભ પામું છું તેનું વર્ણન કરી શકાય તેમ નથી; મેં તમારો મ્લાન મુખ વગર કદિ હાસ્યમુખનું દર્શન કર્યું નહોતું. તમે મારૂં જીવન; હું તેથી ભાગ્યવતી; તમને યા તમારા ભાઈશ્રીને કદિ સુખી દીઠા નથી. તમારૂં મ્લાન વદન જોઇ હું મૃત્યુ પ્રાયઃ થઈ જતી. બધા દિવસ સરખા કોઈના હોતા નથી. પિતા ગયા છે તેની મને ચિન્તા નથી. તમારૂં જીવન છે ત્યાં સુધી તેમના તરફનું સુખ તૃણવત જોઉ છું. જો હું તમારૂં આવું હસતુ વદન જોઉ તો પછી મારે બીજુ શુ જોઇએ? વત્સ! સ્વશ્રુ દેવી સ્વર્ગસ્થ થયા પછી; બીજા પાપ વિષય હસ્તાન્તર થયા પછી તમે દિવસે દિવસે શુષ્ક થતા જાવ છો, તે શું હું સહન કરી શકુ? વત્સ પ્રદ્યોત! દેખાદેખી આજ હસતુ મુખ જોઈ, મારી આંખને આજ અત્યંત સારૂં લાગ્યું હું તમારા સારૂં વેવલી, તમારા સારૂં દુઃખિણી; અને તમારા સારૂં પ્રિય પ્રાણા; તમારા ભાઈશ્રી સર્વદા મને કહેતા હતા કે લીલા! તું દિવસે દિવસે વિવર્ણ કેમ થાય છે? તમારે મુખે હાસ્ય કેમ જણાતું નથી? આ વસ્ત્રાલંકાર ઉપર તમને પ્રેમ કેમ નથી? મેં તેનો માત્ર એટલોજ પ્રત્યુત્તર દીધો, જે દિવસે ભગવાન્ આપણને સુખી કરશે, તે દિવસે સુખી થઇશ. જ્યારે હસવાના દિવસ આવશે ત્યારે હસીશ. તેજ દિવસ મારા આનન્દનો દિવસ; તેજ મારા આનન્દનો આનન્દ, સુખનું સુખ, ઉત્સાહનો ઉત્સાહ માની આ પૃથ્વીમાં વિચરીશ, તેજ દિવસે હું, તમામ અલંકાર માટે યત્ન કરીશ. વત્સ! જોકે હું સન્તાનવતી નથી, તથાપિ તમે મને મળ્યા. જે દિવસેથી સ્વશ્રુ દેવી મૃત્યુકાલે તમને મારે હવાલે સોંપી ગયાં છે; તે દિવસથી હું પુત્રવતી થઇ છું પ્રદ્યોત! તમે કોઇ પણ રીતે સુખી થાવ તેને માટે ભગવાન પ્રત્યે નિરંતર પ્રાર્થના કરૂં છું. વારૂ જોઇએ, આજે મારી પ્રાર્થનાનું ફળ મળ્યું છે કે નહિ?" પ્રદ્યોત બોલ્યો,—"દેવી! હું આપના ચરણ વગર બીજું કંઈ જાણતો નથી. આપના ચરણ એજ મારી આરાધ્ય વસ્તુ; આવ

સમુદ્ર પાર તારનારી, ગાઢ તિમિરન. દીપશિખા; જનનિ ! હું આપની કૃપાથી માતૃ શોક જેવો ભયંકર તેને એકે દિવસ એક ક્ષણ પણ ઉપલબ્ધિ કરી શકતો નથી. આપ હવે આશીર્વાદ કર્ત્રી છો ત્યારે મારે અભાવ શી રીતે હોય ? પિતાશ્રીની કથા કહી; પણ પિતાની આપના મોક્ષદ ચરણ સાથે તુલના કરૂ તો તે તૃણવત્.

સંપતિની સારૂ, એક ક્ષણ કાળ પણ મનમાં કષ્ટ કર્યું નથી. તો આ એક અતિ-દારૂણ દુઃખાગ્નિમાં તમારૂ અંતઃકરણ રાત્રિ દિવસ દગ્ધ થાય છે. તે આપણે ચિરકાળ દુઃખ ભોગ કરવાનું, કદી સુખી થઇ શકવાના નહિ? જેને આ પ્રમાણે ઉપયુક્ત સન્તાન વર્તમાન, તેને આ કષ્ટ!! તેથી શું પ્રદ્યોતને કલંક નથી ? " દેવિ. તે ભલે હો; કોઇ દિવસ, જ્યારે આપને સુખ આપી શકીશ ત્યારે મારા મનની તમામ વાત કહીશ. આ વખતે મારી એટલી પ્રાર્થના છે કે આપ મારી સાથે આવશો? આપના ચરણ સેવાની નિતાન્ત અસુવિધા જોઇ મેં એક દાસી આણી છે. ભગવાને દયા કરી રસ્તામાં મને પ્રદાન કરી છે. તે આપની ઉપયુક્ત પરિચારિણી થશે. તેનાં જનક જનનિ સાથે આવ્યાં છે. તે સંભ્રાન્ત કુલ જાત, અતિ પૂજનીય, તે આપના સારૂ સેવિકા લઇ બારણા આગળ ઉપસ્થિત થયાં છે. એકવાર આગમન કરી જુવો. એમ બોલી હસ્ત જોડી ઉભો રહ્યા." લીલા બોલી,—"પ્રદ્યોત! સંભ્રાન્તના કન્યા મારી દાસી થશે? અને તેનાં માતા પિતા અને બીજાના પ્રાણની પ્રાણાધિક કન્યાને દાસીવૃત્તિ કરવા દેશે?" પ્રદ્યોત બોલ્યો,—"દેવિ! જો તેનામાં પુણ્ય બળ હશે તોજ આપના ચરણ સેવાની અધિકારિણી થશે. આપના ચરણ, સામાન્ય વસ્તુ નથી. એકવાર આગમન કરી દાસીને જોઇ કૃતાર્થ કરો." લીલા, પ્રદ્યોતના આગ્રહાતિશયથી બેશી ન રહેતાં પ્રદ્યોતે બતાવેલા સ્થળે આવી. ત્યાં તેમને જોઇ આનન્દાશ્રુ આવ્યાં, એ સમયે પ્રદ્યોતે કહ્યું,—" આ મારાં જેષ્ટ ભ્રાતૃની પત્ની; મારી જનની જેવાં, તેમનુ મોક્ષદ નામ લીલા." મુક્તકેશી સાંભળવા માત્રમાં ઉલ્લિખત થઇ, " બેસો ! મારી મા ! બેસો એમ આદર સત્કાર કરી મુખ ચુંબન કરી બોલી, આ મારી કન્યા પ્રભાવતી આજથી તમારા ચરણ સેવાની દાસી થઇ, હુ, મારૂ આ કન્યા રત્ન પ્રદ્યોતને પ્રદાન કરૂંછું. પ્રભા ! આ તારાં મ્હોટી બેનના ચરણમાં પ્રણામ કર." પ્રભાવતીએ સાંભળતાં-વાંતજ પાસે જઇ ચરણ-તલે સવિનયથી પ્રણામ કર્યો." લીલાએ પણ પ્રથમ મુક્તકેશીને પ્રણામ કર્યો.

પછી પ્રભાવતીને મુખ ચુંબન કરી કહ્યું,—"બેસ! મારી બ્હેન બેસ! માન સરોવરની હેમ નલિની બેસ! અમારા ઘરના આધાર બેસ! અમો અન્ધની લાકડી, નયનમણી બેસ! પ્રદ્યોત! પ્રભા શું મારી દાસી! એ કંઠના હાર, હૃદય ભૂષણ, બેસ! મારી સુવર્ણ પદ્મા પ્રભા બેસ! એમ બોલી—તેમને પોતાના શયન ભવન વિષે લેઇ ગઇ" પ્રભાને કહી; દેશથી નમાવી પર્યંક પર બેસાડી. મુક્તકેશી ચરણ ધૌત કરી પ્રભાની પાસે બેઠી. પ્રદ્યોત અને સૌરીન્દ્રમોહન તેના પછવાડેના ઓરડામાં ગયા.

લીલા, મુક્તકેસીના મુખથી સમસ્ત વાર્તા સાંભળી મનો દુઃખે દુઃખી થવા લાગી. ત્યાર પછી સ્નાન વગેરે કરાવી, એક સારૂ બહુ મુલુ વસ્ત્ર મુક્તકેશીને પ્હેરાવી પુર્વોક્ત પલંગમાં શયન કરાવ્યું, અને બહુ મૂલ્યવાન્ વસ્ત્રાલંકાર પટારામાંથી બહાર કહાડી પ્રભાપતીને સજાવવા બેઠી અને થોડીક વારમાં તેને તમામ પસ્ત્રાલંકાર સજાવી રહી. લીલા, વસન ભૂષણથી અલંકૃતા વિધ્યુત્ વર્ણા કમલ કલિકા પ્રભાવતીને જોઇ આનન્દ સમુદ્રમાં ડોલવા લાગી. મારો પ્રદ્યોત જેવો સુન્દર. સુધીર, નમ્ર, મિષ્ટભાષી, પ્રિયદર્શન તેવીજ પ્રભા થશે. આહા! આજ મારા શું સુખના દિવસ! આજે જો સ્વશ્રુ દેવ, દેવી જીવતાં હોતતો તેમના આનન્દનો પાર રહેત નહિ! આ બાલીકા, સુન્દરી કૂલ ગર્વહારિણી થશે. આહા! વારી જાઉં! વારી જાઉં! વિધાતાએ શુ નિર્જ્જનમાં બેશી એક મનથી પ્રભાને નિર્માણ કરી છે? એના જેવી માધુરી કોઇ પણ સ્થળે નયન ગોચર થતી નથી. આ વખતે જો એકવાર પ્રદ્યોત, ભાઇજીશ્રી આ સ્થાને આવી પ્રભાને જુવે તો પૃથ્વીમાં તેની આશા સાર્થક થાય! ઉક્ત વાત બોલતાં બોલતાં પ્રભાને ખોળે લેઇ એક એકાંતિક ગૃહમાં આવી સુખાસને બેઠી.

## પ્રકરણ ૫ મું

## લીલાએ પ્રભા પ્રદ્યોતને આપેલો ઉપદેશ.

થોડીવાર પછી પ્રદ્યોતને બોલાવ્યો. પ્રદ્યોત આવ્યો એટલે કહ્યું, "વત્સ! એક વાર મારી આગળ દોડ;" પ્રદ્યોતે દંડવત કર્યો. લીલા, પ્રભાને પ્રદ્યોતના વામ ભાગમાં બેસાડી, નવ દંપતિનું વિમોહિત જોડુ નિહાળી થો-

ચન લ્હાવો મન ભાવતી રીતે લેવા લાગી. આ લ્હાવો લેતાં કેટલીકવાર સુધી સ્તબ્ધ થઇ ગઇ. નવ દંપતિએ લીલાના પાદ પદ્મમાં પ્રણામ કર્યો. આ વખત લીલા આંખોના આનન્દાશ્રુ રોકી શકી નહિ. પણ ભરપૂર રીતે આનન્દાશ્રુનો પ્રવાહ વ્હેવા લાગ્યો. સ્નેહ ભર હૃદયથી નવ દંપતિનું મુખ ચુબન કરતાં પ્રદ્યોતને કહેવા લાગી,—" વત્સ પ્રદ્યોત! આજે તમે સંસારમાં નુતન પ્રવિષ્ટ થયા; જુવો, સર્વદા આ તમારી આશ્રિતા કોમળ વલ્લીને વિશેષ યત્ન કરી છાયાની પેઠે પાસેની પાસે રાખજો, વિશેષ પ્રિય વસ્તુનું સવિશેષ રક્ષણ કરવુ, આ બાલીકા, સંસારમાં કંઇ જાણે નહિ, સર્વદા તેને શિખામણ આપવી, જેથી ભવિષ્યમાં પતિપ્રાણા કામિની થઈ રમણી સમાનમાં પૂજનીય થાય, માટે તે તરફ વિશેષ લક્ષ રાખજો. સ્ત્રી સૌભાગ્ય લાભ કરે ન કરે તે સ્વામીને હાથ, સ્વામીના ગુણથી સ્ત્રી ગુણ શાલિની થાય. સ્ત્રીઓ સ્વામીનો મનોભાવ જાણવામાં વિશેષ પારદર્શિની હોય, તેવી બીજી કામમાં હોતી નથી. કામિની એકવાર સ્વામીની ભાવ ભક્તિ સમજી શકે તો પછી બીજુ તેને શું જોઇએ જેમ ઘોડો સ્વારને સ્વારી કર્યા પછી ફેંકી દેવા તજવીજ કરે, એજ પ્રમાણે રમણીની ચેષ્ટા. ઘોડો જુવે કે સ્વાર સ્વારી કરવામાં વિશેષ ચતુર છે તો પછી કોઇ રીતનો અત્યાચાર ન કરતાં તેને વશીભૂત થાય, સ્ત્રીને પણ પતિ પક્ષે તેવીજ જાણવી; વળી આ વખત કહું છું કે, કોઇવાર નિરસ વ્યવહાર કરશો નહિ, જે વ્યવહારથી સરલા બાલાના મનમાં કષ્ટ થાય અગર કષ્ટ ભોગવવું પડે તેવો વ્યવહાર આદરવો નહિ; સર્વદા સમય વિચારવો; સરસ વ્યવહાર દ્વારા તેને હાસ્ય મુખી રાખવી. કદાપિ ક્રોધભાવ પ્રકાશ કરશો નહિ, દુર્વાક્ય બોલી તેના કોમળ પ્રાણને વ્યથાપ્રદાન કરવી નહિ, ચૂત મન્જરી અથવા શિરીષ કુસુમ, ભ્રમરના ભરભિન્ન અન્ય આઘાત સહન કરી શકે નહિ, પ્રફુલ્લ કુસુમ નખાઘાતથી મ્લાન થઈ જાય, લીંબુ હસ્ત દલિત થવાથી તિક્ત ભાવ ધારણ કરે, શુભ્ર વસ્ત્ર પગ દલિત થવાથી મલીન થઇ જાય. લોક બોલે, અને હું પણ બોલું, તે કેમ સારૂ લાગે ? ના; સારૂ હોય તેજ સારૂ લાગે; સારૂ લગાડવાથી જગત્ વશીભુત થાય, ભણાવવાથી વનનાં પક્ષીઓ પણ સુશિક્ષા લાભ મેળવી શકે. સર્વદા પવિત્ર શિક્ષાથી બાલીકાનું પવિત્ર અંતઃકરણ પરમ પવિત્ર કરવું. સ્વામી, સ્ત્રીનો શિક્ષા ગુરૂ, કામનાનું ક્ષેત્ર, અનેકના અનેક પ્રકારે આત્મબન્ધુ થાય, પરન્તુ સ્ત્રીને સ્વામી સિવાય

બીજુ કંઇ નથી. સાંભળો, અનર્થક કોઇને દુઃખી કરશો નહિ. કરશો તો તેનાં વિચિત્ર ફળ ભોગવવાં પડશે, રમણી, પુરૂષની શક્તિ, શાન્તી; સુખ દાત્રા અને સાક્ષાત્ આનન્દ સ્વરૂપા; જ્યારે દુઃખથી થાકી જવાય ત્યારે ગૃહે આવી એના શશી મુખનું દર્શન કરવાથી સર્વ દુઃખ વિસ્મૃત થઇ અપાર આનન્દ પ્રાપ્ત થાય છે. પ્રદ્યોત! આ—જે મેં વાર્તા કહી તે કદિ વિસ્મૃત કરીશ નહિઃ

બેટી પ્રભા! તમને કાંઇક વાર્તા કહું છું. સાંભળો, તમે હવે કંઇ બાલક નથી, મારી સઘળી વાર્તા હૃદયમાં ધારણ કરી રાખજે. સ્વામી, સ્ત્રીનો પરમ ગુરૂ; ફક્ત એક સ્વામી સેવવા અને પૂજવા યોગ્ય, બીજા કોઇની પૂજા પાત્રી કરવી નહિ. જનક જનની ઉપસ્થિત હોય તોપણ પ્રથમ સ્વામીને પૂજા પ્રણામ કરી પશ્ચાત તેમની પૂજા કરવી. ઇશ્વરોપાસનાની પ્હેલાં સ્વામીની આરાધના કરવી; કારણ સ્ત્રી પક્ષે સ્વામી સાક્ષાત શરીર ધારી ઇશ્વર છે, કોઇ વખત સ્વામીથી પ્રતિકુલ થશો નહિ. ખરેખરૂં કારણ હોય અગર ન હોય તોપણ પતિના મનને કષ્ટ પ્રદાન કરશો નહિ. ભોગની સર્વદા અનિચ્છા બતાવવી. ઉત્કૃષ્ટવસ્ત્ર ભુષણ સારૂ સ્વામીને વિરક્ત અથવા દુઃખિત કરશો નહિ. ધર્મનો ભય અને ઇશ્વરની ભક્તિ રાખી સર્વદા સ્વામી સેવામાં સમયાતિપાત કરજો. જ્યારે જ્યારે પતિનું દર્શન થાય ત્યારે પ્રફુલ્લ કલેવર કરી હસતા વદનથી સન્મુખ વર્તિની થજો. સાંસારીક નાના વિધ દુર્ઘટનાથી પતિનું મુખ મ્લાન દેખો તો તેમનો તે ભાવ દૂર કરવા સારૂ યથામતિ ચેષ્ટા કરજો. પતિની સાથે કથોપકથન અથવા પ્રશ્નોત્તર અને મિથ્યા કથા વ્યવહાર પ્રાણાન્તે કરશો નહિ. કદાપિ અપરાધ થયો હોય તો સત્યવાત્ત કહી દેઇ ક્ષમા માટે પ્રાર્થના કરવી, અને ફરીથી આગળ ઉપર કોઇ રીતનો દોષ, અપરાધ યા અન્યાય અત્યાચાર થાય નહિતે સ રૂ વિશેષ સાવધાન રહેવું. પડછાયાની માફક સર્વદા સ્વાગી—અનુગામિની થવું. કુમુદી અને નલિની પેઠે પતિપરાયણ રહેવું. પત્તિની વિશેષ હૃદય હારિણી થઇ સાવિત્રી, દમયતી અને સીતાના કરતાં પણ વિશેષ ચેષ્ટા દેખાડવી. આ પ્રમાણે સેવા કરવાથી પતિ વિશેષ સંતુષ્ટ થાય; જુવો, પ્રાણાત્તનો સ્વિકાર કરતાં પણ સેવા કરવી. તમારા આ દેહપર અમારા પ્રદ્યોતનો સંપૂર્ણ અધિકાર થયો, કદિ અધિપના અત્યાચારથી દુઃખી થવું નહિ. બન્ને એ એકત્ર થવુ, હૃદયે હૃદય, પ્રાણે પ્રાણની ઐક્યતા કરવી. સ્વામી ઉઠે કે

નરતજ અન્યકાર્યે રહેવા દેઇ પ્રથમ તેમની સેવા શુશ્રૂષા કરવી. સ્વામીનું કાર્ય રહેવા દેઇ રમણી, સન્તાનને સ્તન દુગ્ધ પાન કરાવવાને અધિકારિણી નથી, તમે બાલીકા; હવે પછી વયોવૃદ્ધા થશો; ત્યારે સ્વામી શું ધન છે તે જાણી શકશો. જે હતભાગિણી આ પરમ ધનથી વંચિત હોય તેના કરતાં અભાગ્યવતી જગતમાં અતિવિરલ; જે કામિની પ્રાણના પ્રાણને અ-નર્થક દુઃખિત કરે, તેના જેવી પાતિકાની પૃથ્વીમાં બીજી કોઇ નહિ. જુવો!—પ્રભા! આ મારી કહેલી તમામ વાર્તા હર વખતે યાદ રાખજો તે પ્રમાણે વર્તન કરવાથી રમણીકુલ પદ્મિની થઇ, પરમ સુખે સંસાર યાત્રા નિર્વાહ કરવા સમર્થ થશો. આ પ્રમાણે વાત ચિત થાય છે તે સમયે ભુજેન્દ્રકૃષ્ણ આવી ઉભા અને સવિશેષ સમસ્ત અવગત થઇ તત્કાલોચિત કાર્યમાં વ્યસ્ત થયા.

## ખંડ ૩ જો— કુટુંબમાં કલેશ.

## પ્રકરણ ૧ લું.

## સુરેશચન્દ્ર.

આ તરફ દારોગા માધવરાવ; શાન્તી રક્ષકનો પત્ર મલ્યાથી બહુ ગુચવણીમાં પડી ગયો, અને પોતાની ધારણામાં નિષ્ફળ થવાશે તેની ચિન્તા કરવા લાગ્યો. પણ ઉપરી અમલદારનો સારી રીતે ડાબ હોવાથી, અંતે તેને નકામો પણ તપાસ કરવો પડયો. પરંતુ તપાસમાં માલમ પડેલી ખરી વાત તે છુપાવી આજ્ઞાનુસાર ઠરાવેલે વખતે શ્યામપદની વાડીએ આવ્યો, અને શ્યામપદને સાથે લેઈ તપાસનો ડોળ કરતો અકુસ્થાને ગયો. ત્યાં શ્યામપદની સાથે મસલત કરી ચોરીનું દ્રવ્ય અધિકાંશ જાતે ગ્રહણ કરી અન્યને કિંચિત કિંચત આપી "ચોરીની વાત ખોટી છે" "એમ રીપોર્ટ આપ્યો. સુરેસચન્દ્રને રિપોર્ટ વાંચી ગુસ્સો ચઢયો. એકદમ પોતાનો ઘોડો મંગાવી સ્વાર થઈ ત્રણ સ્વાર સાથે લેઇ જાતે તપાસ કરવા આવ્યો એકદમ તે શોભાનને પકડી મંગાવ્યો. તેમજ શોભાને જે માણુસ ચોકી સાર બેસાડયો હતો તેને મુસ્કેતાટ કરી સીપાઇઓ લાવ્યા.

સુરેશચન્દ્ર—"અલ્યા શોભાન ખરેખરી વાત કહીશ તો ગુન્હામાંથી તને

મુક્ત કરીશ."

શોભાન—'ગરિબ પરવર, જે રાત્રે ચોરી થઇ તે રાત્રે હું આવેલા માણસોને ખાવા પીવા આપી તેમનો બંદોબસ્ત કરી બીજે ગામ હું મારે, ચોકીના કામ સારૂ ચાલ્યો ગયો હતો.. આતો સાહેબ! વિના કારણ મારે ગળે પડવા જેવું છે. ચોરી સંબધી હું કઇ જાણતો નથી."

સુરેશ—" ત્યારે તુ ચોકીદાર હોવા છતાં આ ચોરીની જાહેરાત કેમ ન કરી."

શોભાન—" એ લોકોએ ના કહી હતી."

સુરેશ—" કેમ ના કહી."

શોભાન—અમે પરદેશી આદમી, જે થવાનું હતું તે અમારા નશીબે થયું. અને સરકારને જાહેર કરી વળી પરદેશમાં કયાં પીડામાં પડીએ."

સુરેશ—" પરન્તુ તેં કેમ માન્યુ."

શોભાન—" સાહેબ! તેમની ફરીઆદી વગર હું શું કરૂ."

સુરેશ—"સીપાઇ આ ચોરને બાંધો અને બાજુએ લેઇ જઇ તેને સમજુત આપો કે ખરેખરી વાત કહ્યા વિના છુટકો નથી."

સીપાઈ—" જી, હાં. એ ચોરકુ હમ સબ ખબર પાડ દેતા હું." અબે! શોભાન, સાલે ઇધર યા.

શોભાન—" જમાદાર સાહેબ! હું કંઇ જાણતો નથી મને ધરતી માતાના સમ. જાણતો હોઉતો."

સીપાઈ—" અગે લબાડ, સાલે કુત્તેકી માફક કયું લખલબાટ કર રહા હૈ."

તેના હાથ પગ બાંધી દમગોટીલો વાલી જરાક ખખેરી ધૂળ ઉરાડી ત્યારે કંઇક ઠેકાણે આવતો જણાવા લાગ્યો.

શોભાન—"હવાલદાર સાહેબ! મને મુકી દો, હવે ખરેખરૂ કહુંછુ"

સીપાઈ—"હૈવાન! જરા દેખતો ખરા કે ચોરીમાં ઐસા સ્વાદ હૈ."

શોભાન—" બહું થયું, ખરેખરૂ કહી દેઇશ. મને સાહેબ પાસે લઇ જાવ."

સીપાઈ—" દેખ, યાદ રખના, ચુકેગા તો પીછેસે ધમધોકા પડેગા.

શોભાન—"દફેદાર સાહેબ! નહિ ભુલું."

સીપાઈ—"ચલ, સાહેબ પાસ."

સીપાઇઓએ સુરેશચન્દ્ર પાસે ગુન્હાની કબુલાત કરાવવા તેને લેઇ ખડો કર્યો તે જોઇઃ—

**સુરેશ**—"કેમ હરામખોર, ખરેખરી ખીના કહુંછુ કે નહિ."

**શોભાન**—"ખરેખરૂં કહીશ."

**સુરેશ**—"બોલ ત્યારે,"

**શોભાન**—"એ ચોરી થવાની હતી તે હું જાણુતો હતો મેં તેમને સાવચેતી આપી હતી, પણ તે ચોરલોક એવા કઠાઠ હતા કે સાહેબ, મારા સુધાંતને મારી નાંખે; માટે હું બીકનો માર્યો એક માણુસ મૂકી ચાલ્યો ગયો. પાછલી રાત્રે મોટે પરોઢીએ હું, સાહેબ, આવ્યો, તો એમની બુરી અવસ્થા દેખી. મારો વાંક એટલો કે સરકારને જાહેર ન કરતાં હું લોભમાં ફસાયો. કોણુ કાંણુ ચોર લોક હતા તેમનાં નામ જાણુતો નથી, પરંતુ તેમને દીઠે ઓળખું, તેમજ તેમનાં રેહેઠાણુ જોયાં છે. મને તેમણે એમ કહાવ્યું હતું કે જો રાતે અહીઆં ન રેહેતાં આઘો ખસી જઇશ તો તને ચોરીમાંથી કંઇક આપીશું, અને તે છતાં હઠ કરી રહીશ તો માથું ને ધડ જુદું જાણજે. સાહેબ! તેથી હું મારાં બૈરાં છોકરાં સારૂં જીવતો રહ્યો. મને જે આપવાનું હતું તે, જે ઠેકાણે તેમણે મુકવા કહેલું તે ઠેકાણેથી લેઇ આવ્યો હતો.

થોડાક દિવસ ઉપર દારોગા સાહેબ આવ્યા હતા. તેમણે મને એમ માર મારી કહ્યું કે ચોરીનો પત્તો બતાવ, ત્યારે મેં આજની માફક તમામ વાત કહી દીધી, અને મને જે મળ્યુ હતું તે પણ તેમણે મારવાથી આપ્યું. પછી હું અને તે ચોર લોકની રેહેઠાણુમાં ગયા, ત્યાં તેઓ ન હોતા. અડસટે, તેમણે ચોરીનો માલ છુપાવ્યો હતો તે જગા તપાસ કરતાં કરતાં માલમ પડી અને ત્યાં ખોદી જોયું તો માલમ પડયું કે તે દાગીના છે.

દારોગા સાહેબે મારી પાસે ઉચકાવી લીધા, અને મારી પાસેના પણુ તેમાં બંધાવ્યા. પછી અમે અમારે અસલના ઠેકાણે (આ જગાએ) આવ્યા. દારોગા સાહેબે 'મને કહ્યું કે, "જોજે, યાદ રાખજે આ સંબંધી વાતચિત કોઇને કહીશ અગર કહેવરાવીશ તો તને ઝબે કર્યા વગર

રહેવાનો નથી તેમજ ચોરીનો અપરાધ પણ કાયદા પ્રમાણે તારી પર પુરાવો મેળવી યાતો હલો કરી નાંખીશ, અને ખરાબ કરીશ માટે કોઇને કોઇ વખત કહીશ નહિ. તેમજ એ ચોર લોક પૂછતા આવે તોપણ કંઇ કહીશ નહિ." આ વાત સાહેબ ખોટી હોય તો જયચળના શ્યામપદ સાહેબ પણ સાથે હતા. પણ સાહેબ આ વાત કરશો તો હું માર્યો ગએલો ગરીબ માણુસ માર્યો જઇશ, અને મારાં બૈરાં છોકરાં રઝળતાં થશે. માટે મુજ ગરીબપર ગરિબ પરવર કૃપા કરજો."

**સુરશ:**—" તે દાગીના કેટલા હતા ?"

**સોમાનદ**—" મેં સાહેબ ! ગણ્યા નહોતા. આશરે દશેરેક બાર હશે ના સાહેબ ભૂલ્યો. પાંચશેર છશેર હશે. મે કંઇ જોખ્યું છે ?"

પછી સુરેશચન્દ્રે તેને જામીનપર છોડયો, અને પોતે પાછો ફર્યો. પાછાં ફરતાં દારોગા માધવરાવની જડતી લીધી, પણ કંઇ પત્તો લાગ્યો નહી. ત્યારે ન્યાયાલયમાં આવી દારોગાને બોલાવા સારૂ સ્વાર મોકલ્યો; સ્વાર દારોગાને લેઇ આવ્યો."

**સુરેશ૦**—" માધવરાવ, તમે જે રિપોર્ટ આપ્યો હતો, તે બરોબર છે કે કઇ સુધારવાનું છે"

**માધવ૦**—" સાહેબ ! બરોબર છે. જે તપાસ કરતાં માલુમ પડ્યું તે આપને વિદિત કર્યું છે."

**સુરેશ૦**—" તપાસ કરતાં જે માલમ પડયું, તે મારી પાસે માલમ પડતું નથી; તે ક્યાં છે લાવો."

**માધવ૦**—" સાહેબ ! આપે મારી ગેરહાજરીમાં મારા ઘરના જડતી લીધી, પણ એમ કરવું વ્યાજબી નહોતું."

**સુરેશ૦**—" વ્યાજબી કે ગેરવ્યાજબી એ તમામની તપાસ મેં કરી છે. તમારી સાથે શ્યામપદ પણ કેમ આવ્યા હતા."

**માધવ૦**—" પંચ તરીકે મેં સાથે રાખ્યા હતા."

**સુરેશ૦**—" ત્યારે તે પણ કંઇ લાવ્યા હશે "

**માધવ૦**—" આપ ઉપરી છો જે કહો તે ખરૂ."

માધવરાવની ઉલટ પાલટ કેટલીક તપાસ કરી પણ કંઇ આવા કુશળ પોલીસ અમલદાર પાસેથી પત્તો લાગે ? પણ સુરેશચન્દ્રનો શક ઉલટ પાલટ તપાસ કરતાં તેની મુખમુન્દ્રાથી ખરો જણાતો હતો. શ્યામપદને પણ

બોલાવી કેટલીક રીતે ધમકી આપી પુછવા માંડયું પણ કંઇ પત્તો લાગ્યો નહિ."

આ પ્રમાણે ચોરી સંબંધી સઘળી વાત બહાર પડી; અને દારોગા માધવરાવને સખત મજુરી સાથે ત્રણ વર્ષ કેદ અને હજાર રૂપીઆ દંડની શીક્ષા કરવામાં આવી. શ્યામપદ, આ બાબતના શકના તપાસમાંથી બહુ કષ્ટે છુટયો. અને તેનું જે અપમાન થવાનું હતું તે થયું.

જેની વિપ્રીત બુદ્ધિ થાય તેને કુમન્ત્રણા સિવાય સુમન્ત્રણાનો બોધ લાગે નહિ. દુષ્ટ શ્યામપદને આવુંજ હતું; તે દુષ્ટ દેવાની કુમન્ત્રણાથી પ્રદ્યોતનો વિનાશ કરવા પ્રતિજ્ઞા બધ્ધ હતો.

કાળ ક્રમે પ્રભાવતી સાથે પ્રદ્યોતનો વિવાહ સાધારણ ધામધુમથી થયો. સૌરીન્દ્રમોહન, એ એક સુપ્રસિદ્ધ ધનવાન; તેની મદદ પ્રદ્યોતને વિશેષ હતી, તે જોઇને અને સાંભળીને શ્યામપદના દુઃખની સીમા રહી નહિ.

## પ્રકરણ ૨ જુ.

## વિનોદિનીની ગેરવર્ત્તણુક.

શ્યામપદની સ્ત્રીનું નામ વિનોદિની; તે કેવળ તેના સ્વામી અનુરૂપ; અતુલ ઐશ્વર્યની અધિકારિણી હોવાથી, અહંકારનો મહિમા દેખાડવા પાછી પાની કરતી નહિ. મર્મછેદી દુર્વ્યવહારથી દાસ દાસી કકળતાં; પણ કેવળ પેટ પોષણ માટે અને શ્યામપદના ભયને લીધે સહન કરી રહેતાં. આત્મીયવર્ગ પણ વિનોદિનીનીગેર વર્ત્તણુકને લીધે સંતુષ્ટ રહેતો નહોતો. વિનોદિની રૂપવતી હતી ખરી, પણ તેનું મુખ વિષ કુંભ જેવું હતું. તેની રસના સર્પિણી નિરંતર હળાહળનો વર્ષાદ વર્ષાવતી. પ્રદ્યોતના વિવાહ પછી એક દિવસ તેણે બીજાને બોલાવી કહ્યું,—"ઓ—અલી લીલા! પ્રદ્યોત તે શું મોટો હાકેમ થઇ ગયો.!! એક શ્રીમંતને છોડી રાંકને ઘેર રત્ન, મારા સ્વામીને નહિ અને એને. મેર, મેર, છેવટ દુધ ઉકરડે ઢોળાયું. રાંકને હાથ રત્ન, મર્કટ કોટે હાર. મારા એમણે તેના ઉપર કૃપા કરી વસવા વાડી આપી છે, ત્યારે તો રહેવાનુ ઠામ છે. નહિતો ત્યાંજતો! ભાતીલા કપડાંનું તો કદિ દર્શન થતું નથી; પ્હેર્યું નથી, તેના ઉપર આટલી બધી મમતાશું? તમે હવે ઠીક શીખ્યાં છો? શંભાળીને ચાલો. લોક તો વાતો કરે છે; કે સારા નિવડ્યાં. ઠીક છે,

તેની તો સારી પેઠે પરોણા ચાકરી કરીશ કરાવીશ; માર મરી ભોય ભેગી કરીશ, ત્યારે છોડીશ; જળમાં રહેવું અને મગર સાથે રૂશણું; તારો પણ મરણ કાળ નજીક આવ્યો છે." લીલા બોલી,—" બ્હેન ! જ્યારે સર્વશાસ્તા જગતપતિએ મારા પાપનો દંડ દીધો છે, ત્યારે હવ આપના દંડનો મારે શું ભય ? મહાસાગરમાં પડી છું તો તરંગનો ભય રાખવાથી શું વળે; દાવાનળમાં પડયા પછી શીતલ થવાની કામના એતો માત્ર દુરાશા. જે દિવશે દયામય જગદીશ્વર મારા મનનું કષ્ટ નિવારણ કરશે તે દિવશે મારાં તમામ દુઃખ દૂર થશે, હરકત નહિ, બ્હેન ! પ્રદ્યોત મારો રામ, પ્રભા મારી સીતા, મારાં રામ સીતાને કડવાં વાકય બોલી ગાળો દેશો નહિ,. તે સુખી હશે તો હું સુખી; બ્હેન મે સંપત્તિની કામના રાખી નથી, મારી કામના એવી છે કે નિરંતર ધર્મ કાર્યમાં મતિ રહે; અને જગદ્પતિના દયામય શ્રીચરણમાં ભક્તિ અને વિશ્વાસ રહે, અને અંતે તેના ચરણ કમળનું સ્થાન મળે અને તમે જે જે આપ્યું હોય તે લ્યો, તેનું મને અણું માત્ર દુઃખ નથી."

વિનોદિની બોલી,—" શુ બાઇ ! ધર્મની બડાઇ મારે છે, ઘેર ઘેર ભટકી અધર્મે પેટ ભરવું અને વળી વડાઇ કરવી, ધર્મકા પુંછ કીધર તે તો જાણતાં નથી. મનુષ્ય જાતને શરમ; ભાષણ કરવા આવ્યાં હશો કેમ? ભરતારને તો પેટ ભરી ભોજન કદિ અપ્યુ નથી તે તો ભૂલી ગયાં; બપડો બળતી છાતીએ ઝુરે છે, તે તો મરે છુટકો માનશે. જે દિવસે તું વિધ્વા થશે, પ્રદ્યોત યમરાજને ઘેર જશે, તે દિવસે સુખના દિવસનો પ્રભાત થશે. અને હું તને દાશી વૃત્તિએ રાખી અન્ન વસ્ત્રથી પોષણ કરીશ."

વિનોદિનીનાં દુર્વાથી લીલાનાં કમળ લોચનથી અખંડાશ્રુ ચોધારે ખળખળ ખળકયાં. કંઠ ભારે થઇ ગયો અને ભરાયલી છાતીએ રૂદન કરતાં કરતાં બોલી,–" બ્હેન ! આપને પાયે પડું છું, આવી આવી વાતો કરી મને બાળશો નહિ. આશીર્વાદ દ્યો. મારો સ્વામી દીર્ઘજીવી થાવ. હું જન્મોજન્મ તેનો પતિલાભ મેળવી કૃતાર્થ થાઉં. મારો પ્રદ્યોત શતાયુઃ થાવ; પ્રભા મારી સાક્ષાત લક્ષ્મી, તેને વૈધવ્યનું દુઃખ ન હોવ; આપ આજ્ઞા કરો, આપનું જે કંઇ મારી પાસે હોય તે આણી આપી વન ગમન કરૂં. આમ બોલતી બોલતી આંખોમાં આંસુ આણતી ગૃહ તરફ પાછી વળી."

થોડીકવાર પછી શ્યામપદ આવ્યો; અને તમામ વાર્ત્તા ગૃહિણીથી જાણી તેને કહ્યું—" પ્રિયે ! હવે પછી સદ્વ્યવહારથી તેમને વિમોહિત રા-

અત્રાથી વિશેષ ચેષ્ટા જોશો. કોઇ રીતે તેમને મનનો મન્દ ભાવ બતાવશો નહિ. પછી જોશો કે હુ શુ કરૂં છું. સાવધાન! હું જે કહુંછું, તે બરોબર યાદ રાખવુ, એમ બોલી બહાર ગયો. ભુજેન્દ્રકૃષ્ણના મુખે પોતાની સ્ત્રીના દુર્વ્યવહારની કથા સાંભળી મૌખિક ( ઉદ્દેશે ) સ્ત્રીનો યતપરોનાસ્તિ તિરસ્કાર કરી ભુજેન્દ્રને સતુષ્ટ કરી વિદાય કર્યો. સ્યામપદે આ પ્રમાણે નિરંતર સદવ્યવહાર બતાવી ભુજેન્દ્રને એક રીતે અન્ધ પ્રાય કરી મૂક્યો દરમીઆન સ્યામ પદે, ભુજેન્દ્રને કેટલીક સંપત્તિ પ્રદાન કરી તેના અંતઃકરણને વિમોહિત કર્યું.

---

## પ્રકરણ. ૩ જું.

## રામપુરમાં કાવતરૂ.

ભુજેન્દ્રકૃષ્ણ સરલ, ઉદાર, પરોપકારી, સત્યવાદી, જીતેન્દ્રિય અને પરમધાર્મિક; પ્રદ્યોત, ભ્રાતા–અનુરૂપ; અધિકમાં પ્રદ્યોત તેજશ્વી, વીર લક્ષમણાન્વિત; અને તિક્ષ્ણ બુદ્ધિ સમ્પન્ન; તેને સ્યામપદના આકસ્મિક સ્વભાવ પરિવર્તનથી મનમાં ને મનમાં સન્દિહાન થયો. પણ તેજઃ પ્રાદપ્ત હોવાથા, વિપદની આશંકા ન કરતાં ઉદાસીન્ય ભાવ અવલમ્બન કર્યો. સ્યામપદ, ઉત્તરોત્તર પ્રદ્યોતને સાથે રાખી જમીનદારીનાં કાર્ય એકત્રપણે તપાસવા લાગ્યો.

ખળ; એ શબ્દ જેમ ભીષણ તેમજ અનિષ્ટપ્રદ; તમામના હાથથી નિષ્કૃતિ પામવાનો ઉપાય છે, પણ ખળના હસ્તથી પરિત્રાણ પામવા ઉપાય નથી. ખળ વંશપરંપરા અનિષ્ટ સમ્પાદાન કરે છે, તેટલા સારૂ શાસ્ત્રકારો ખળને સર્વથી પણ વિશેષ ખળતર માની વર્ણન કરે છે. ખળ, ક્રોધ કાળે કોઇને વશીભૂત થાય નહિ. સમય મળેથી સત્યાનાશ વાળે. તેનામાં પરમ મિત્રની પેઠે ભાવ પ્રકાશ કરવાની નિકટવર્ત્તિ છે. સ્ત્રીની પેઠે મનોહરણ કરવાની પણ ચેષ્ટા કરવાની યુક્તિ તેનામાં છે. સહોદરાધિક આત્મીયતા દેખાડવા પછાત પડે નહિ. મુખે અમૃતના જેવી મીઠી મીઠી વાતો કરે, પણ અંતઃકરણમાં વિષ કુંભ વિરાજમાન, સ્વાર્થ સાધન એજ પોતાનો મુખ્ય ઉદ્દેશ; અંતઃકરણ વર્ષાકાલીન આકાશની પેઠે નિરંતર અન્ધકાર, તે

અનિષ્ટ સાધવા સારૂ છાયાની પેઠે અનુગામી, તેના મુખ વિવરમાં વસેલી રસનાસર્પિણી દંશ કરવા સારૂ નિરંતર લખ લખ કર્યા કરે; તેને અસાધ્ય કાર્ય કાંઇ નથી, તે અપરાધ યા પાપની લજ્જા રાખતો નથી. કોઇ જ્ઞાની, ચતુર, વિશેષ સતર્ક હોય તે પણ બહુ કષ્ટે તેની જાળમાંથી છુટવા પામે. બીજાએ તો આશાજ ન રાખવી. વિશેષ રહસ્ય એકે, તેના ઉપર થયેલો ઉપકાર તે યાદ રાખે નહિ, તેનું મન જાણવાની ઇચ્છા રાખે તોપણ જણાય નહિ. તેનું શરીર નિરંતર અપવિત્ર, તેમજ મન પણ તેવુંજ અપવિત્ર; તે દારૂણ શઠ, પ્રવન્ચક અને ધૂર્ત; સર્વદા લોકની આંખોમાં મુઠી ધુળ નાંખવાની ઇચ્છા કર્યા કરે. દેહ, પાપથી પરિપૂર્ણ, બાહ્યાકારે બગ જેવો ધાર્મિક; તમામ દુષ્કર્મ અનાયાસે પ્રાપ્ત કરે, કાર્ય સાધન વખતે સમયનો વિચાર રાખે નહિ. એવા ભયાનક જનાવરથી જે દૂર રહે તેજ પરમ જ્ઞાની.

પૂર્વ દેશના દોઆબ પ્રદેશમાં સ્યામપદની જાહાગીર; ત્યાં રામપુર ગ્રામમાં એક વિશાળ ઘર હતુ. તે ઘરમાં જમીદારી સંક્રાન્ત યાવતીય દુષ્ટ કૃત્ય થતાં. તેમાં સ્વકાર્ય સાધનોપયોગી લોકનો અસમ્ભાવ નહી. તેને અધર્મિનો અખાડો કહીએ તોપણ ચાલે. હિંસા, પ્રવંચના, ધુર્તતા, શઠતા, મિથ્યા, અધાર્મિકતા મૂર્ત્તિમતી થઇ વિરાજમાન રહેતાં તે ઘરમાં મનોરમા નામની એક રૂપ લાવણ્ય સમ્પન્ના યુવા! સ્યામપદની મનોભાવાન્ગિ નિરંતર સાથે રૂહેતી હતી. જેમ પ્રલય કાળ થતા અવલ પૃથ્વી શાન્ત ભાવ અવલમ્બન કરે, સઘળી દિશાઓ સુપ્રસન્ન દેખાય; સમુદ્ર ગંભીર ભાવથી અવસ્થાન કરે, તેવીજ સ્યામપદની અવસ્થા થઇ હતી. પ્રદ્યોતકુમારના સર્વનાશ સાધન જન્ય સ્યામપદ શાન્તભાવ અવલમ્બન કરી કેટલાક માસ અતિવાહિત કરવા લાગ્યો.

કેટલાલ સમય પછી સ્યામપદ પ્રદ્યોતને બોલાવી કહેવા લાગ્યો કે " પ્રદ્યોતકુમાર! તમારે મારી સાથે રામપુર આવવું પડશે, ત્યાં ન જવાથી બહુ કાર્ય હાની થાય તેવુ છે. હવે હુ એકલો ચિરકાલ તમામ કાર્ય કરી શકવાનો નથી. તમારૂ કામ તમે જોઇ સંભાળી તપાસી લ્યો, ઇત્યાદિ અનેક મુગ્ધકર કપટવચનથી વિમોહિત કરી તેને સાથે લેઇ ચાલ્યો. રામપુર આવ્યા પછી સ્યામપદ વિશેષ યત્નથી પ્રદ્યોતને ઘણી સારી રીતે વિમોહિત કરવા લાગ્યો. " આ પ્રમાણે મોહ જાળમાં બે માસ વ્યતિત થયા.

## પ્રકરણ ૪ થુ.

## પ્રદ્યોતનું મૃત્યુ અને સંબંધીઓનો ખેદ.

આ—તરફ અમરસ્થળ વાસી ભુજેન્દ્રકૃષ્ણ બાહેર બાહેર બાગમાં ફરવા ગયેલો પાછો ફરી ગૃહમાં આવતો હતો, તે દરમીઆન એક કાસદે, શ્યામપદ તરફથી આણેલો પત્ર તેના હસ્તમાં આપ્યો; ભુજેન્દ્ર તરતજ તે બીડેલો પત્ર ફોડી વાંચવા લાગ્યો,—" પ્રિયતમ ભુજેન્દ્ર! લખવાથી હૃદય વિદીર્ણ થાય છે. પરંતુ કાસદના કહેવાથી તમને પ્રાણાધિક પ્રદ્યોતની કઠિણ પીડાનો સંવાદ જણાશે. ખબર ન આપવી એ કેવળ અયોગ્ય ગણાય તેટલા સારૂ આ ન કહેવા યોગ્ય ખબર મોકલી છે; તમે પત્ર વાંચી તરતજ આવજો, પ્રદ્યોતની અવસ્થા ખરેખરી મન્દ છે, રોગ પણ અસાધ્ય છે. આ વખત તેમના પ્રાણનું રક્ષણ થાય એમ મને લાગતું નથી. ઇશ્વરેચ્છા બળવાન્" પત્ર વાંચી ભુજેન્દ્રનો પ્રાણ ઉડી ગયો. ક્ષણ વિલંબ ન કરતાં રામપુર જવા નિકળ્યો. પેલી—તરફ વૈકાલે રામપુરસ્થ વાડીમાં એકસ્માત રૂદન ધ્વનિ ઉઠી, અપરાપર ઘોર શોકથી લોક શોકાતુર થયા. તમામના મુખે હાહાકાર શબ્દ, હાય! શુ થયુ; દૈવ કેમ રૂઠયો. આજ ઇંદ્રપાત થયો. આજ ભુજેન્દ્રનું અત્યાનાશ વર્ત્યું; પ્રદ્યોત્તે આ લોકનો પરિત્યાગ કર્યો. આ પ્રમાણે ઘણીવાર પછી શ્યામપદ તેનું શબ લેઈ દાહાર્થે નદી તટે જવા નિકળ્યો. આત્મીય, બન્ધુ, બાન્ધવ તમામ લોક શ્મશાન જવા નિકળ્યા. શ્મશાનમાં આવ્યા, ચિતા લોકોએ તૈયાર કરી; તેના ઉપર શબ મુકી યથારીતિ દાહ કાર્ય કરવા નિમિત્ત અગ્નિ સંસ્કાર મોકળે મોંઢે પોક મૂકી કર્યો. જોત જોતામાં હુતાશન પ્રબળ જ્વાળા વિકિરણ કરી શબ દેહ ભક્ષણ કરવા લાગ્યો. થોડા વખતમાં શબ અડધુ રહ્યું. આ વખતે ભુજેન્દ્રકૃષ્ણ આવી પ્હોચ્યો. તમામ સાંભળ્યું, સ્વચક્ષે પ્રજ્વલિત ચિતા જોઇ જ્ઞાન નાશ પામ્યું. સંસાર શુન્યમય દેખાવા લાગ્યો. મસ્તિક ડોલવા લાગ્યુ, કંપવા લાગ્યુ, આખેર મૂર્છિત થઇ પૃથ્વીપર પડયો. બહુ યત્નથી લોકોએ તેને સાવધ કર્યો. ભુજેન્દ્ર ગદ ગદ કંઠે કહેવા લાગ્યો,—" પ્રદ્યોત!—પ્રદ્યોત!—મારા નયન મણિ પ્રદ્યોત! કંઠનો હાર! હૃદય ભૂષણ! દેહનું વિરત્વ પ્રદ્યોત! એકવાર ઉત્તર દેઇ મને શીતલ કર. પ્રાણાધિક! ચિરાનુગત—ભાઇ લક્ષ્મણ! ઉત્તર આપો. તમારો હત-ભાગ્ય ભાઇ આવ્યો છે; એકવાર ઉત્તર આપો. પ્રિયદર્શન! શું

મેં આવું જોવા સારૂ નદી તટે આગમન કર્યુ છે ? દગ્ધ ચક્ષુ ! તમે અન્ધ થઇ દૃષ્ટિ શક્તિ હરો. કન્દર્પ રૂપ રાશી વિનિન્દિ મારો પ્રદ્યોત ભસ્માવશેષીત થાય છે, તે તમે જુવોછો ? આવુ જોવા સારૂ શું તમે મારા દેહમાં સ્થાન લીધું છે? ઉઃ ઉઃ હવે વેદના સહન થતી નથી. હૃદયના હજાર ટુકડા થાવ, ભલે પ્રાણ બહિર્ગત થાવ; તેની હવે દરકાર નથી. એમ બોલી સજોરે વક્ષઃસ્થળ કુટવા લાગ્યો. સર્વાંગે ધુળ ભરાઈ. ચક્ષુના વ્હેતા જળથી વક્ષઃસ્થળમાં નીક પડવા લાગી" પુનર્પિ બોલ્યો;—"પ્રદ્યોત ! પિતા ઘણા વખતથી પરિત્યાગ કરી ગયા છે. માતા તારા બાળપણથી મારા હસ્તમાં સમર્પન કરી તેમની અનુગામિની થઇ છે. માત્ર હું તારૂં વદન સુધાકર જોઇ આ—દારૂણ—શોક—સમુદ્ર પાર ઉતર્યો હતો; તારા ચંચપણનું જે નૃત્ય, જે અંગ સંચાલન, જે હાસ્ય, જે જે મનઃપ્રાણ વિમોહન ભાવ તે ત્યાગી આજ આ પાતાળના તળાતળમાં નિક્ષેપ કરૂછુ. પ્રાણાધિક! તમે સત્યવાદી, જીતેન્દ્રિય, પરમધાર્મિક, તેજસ્વી, મહાવીર; પ્રદ્યોત! તારા અભાવે મારી શું ગતિ થશે? પ્રિયદર્શન! શું મને દિવસે દિવસે, ઘડીએ ઘડીએ, પળે પળે આશ્વસ્ત કરશો? મારા જીવનનું જીવન, બુદ્ધિ શક્તિ, ઉન્નતિનો સેતુ પ્રદ્યોત? તમારી જનની સમાન લીલાની શું અવસ્થા થશે ભાઇ! ભાઇ ! તે તમારૂં મુખશશિ દર્શન કરી જીવે છે. ભાઇ! હવે શું તમે માતૃ ભક્તિ તેને પ્રદાન કરશો? કે પછી તેના દુઃખજનિત નયનનીર કોમળ કર પલ્લવથી લોહી મૃદુ મધુરમોહન વાકયથી વિમોહિત કરશો. કે તેના દુઃખ દાવાગ્નિમાં સાંત્વનાસલીલ સીંચન કરશો. પ્રિયતમા લીલા, પુત્રવતી નહોવાથી તમારો લાભ મેળવી સુખથી સુખિની થઇ હતી. પ્રદ્યોત! અમારૂ અતુલ ઐશ્વર્ય ગયુ છે. માત્ર વૃક્ષ તળ સારમાં રહ્યું છે. ઘણાં ઘણાં દુઃખ આવી ગયાં, પણ લીલાને કોઇદિવસ દુઃખનું ચિન્હ દેખાયું નથી. તેમ તમો પુત્ર રૂપી ધનથી લાભ પામી ધનશાલિની થઈ હતી, તેને કેવળ તમારો આધાર હતો. તારા અભાવથી તેની શુ ગતિ થશે?" ભાઇ પ્રદ્યોત! 'મારા પ્રયાણ વખતે તે અભાગિણી કંગાલિની લીલા કહેતી હતી કે,— "પ્રાણવલ્લભા આપ જાવછો; પણ જો જો, મારા કંઠનો હાર અમૂલ્ય રત્ન પ્રદ્યોતને સાથે તેડતા આવજો. મારૂ ધન મને લાવી આપો. મારા પુત્ર કલ્પ પ્રદ્યોતને મારી પાસે લાવજો. હુ હત ભાગિની હત થઇ, આ અન્ધકાર મય પાપ સંસારમાં પડીછું; જુવો મારૂ ધન મને આણી આપજો. મારા પુત્ર કલ્પ પ્રદ્યોતને મેળવો. હુ તમારી રાહ જોતી અન્નોદિક વગર બેઠીછુ"

પ્રાણાધિક હું શું ધન લેઈ વાડીએ જઇશ? લીલાના સન્મુખ કોણ દોડશે, રમશે? લીલા પુછશે કે મારો પ્રદ્યોત ક્યાં છે? ત્યારે હું તેને શું જવાબ આપીશ? "કોઇ મારૂ ગુમ થયેલુ રત્ન મને આપો" એમ બોલી લીલા મારી પાસે માગશે, ત્યારે હું તેને શું આપીશ? પ્રદ્યોત! સંસારમાં એવું બીજુ શું ધન છે કે તેનો વિનિમય કરવાથી તું ધન મળે? ભાઇ! એ અખંડ દુઃખિણી સીતા સમા લીલાને મહાસાગરમાં ડુબાવશો નહિ. વળી એ કંગાલિણીને રસ્તાની ભિખારિણી કરશો નહિ. હતભાગિણીને નયન નીરથી અભિષિક્ત કરશો નહિ. મ્હારી વાર્ત્તાનો જવાબ દ્યો ઘેર ચાલો, હત ભાગ્ય ભુજેન્દ્રને બચાવો. મને દેશમાં રાખો. ઓઃ પ્રાણ આવ! પ્રદ્યોત! પ્રાણ આવ, હે અગ્નિદેવ! તમારે ચરણે અર્પુ છું, શાન્ત થાવ, આ સોનાનું અંગ ભસ્મ કરશો નહિ. હું ખોળો પાથરી હસ્ત જોડી ભિક્ષા માગું છું કે. મારો ભાઇ મને ભિક્ષામાં આપો. હું તમને, રક્ત પુષ્પ ઘીમાં બોળી આહુતિ આપીશ, પણ તમે પ્રદ્યોતનું સોનાનું અંગ ભસ્મ કરશો નહિ. મારા ભાઇની મને ભિક્ષા આપો. આ પ્રમાણે બોલતો બોલતો સવેગે ઉઠી ચિતાનળમાં ઝંપલાવા ચાલ્યો. સ્યામપદના આત્મીય વર્ગે તેને પકડી રામપુરના ઘરમાં લેઇ ગયા. દાહકાર્ય થઇ રહ્યા પછી તમામ એકઠા થઇ ભુજેન્દ્રને દિલાસો આપી શાન્ત્વના કરવા લાગ્યા. આ વખતે હકીમ, કવિરાજ વગેરે આવી સમદુઃખે દુઃખી થઇ શોક પ્રકાશ કરવા લાગ્યા. કેટલાક દિવસો આ પ્રમાણે વ્યતિત થયા; પછી સ્યામપદે, ભુજેન્દ્રકૃષ્ણને રક્ષકો સાથે જયસ્થળ મોકલી દીધો." લથડતે પગે ચાલતા આવતા ભુજેન્દ્રકૃષ્ણની અવસ્થા જોઇ લીલા કેવળ મૃતવત્ થઇ. ફક્ત સ્વામીને જીજ્ઞાસા કરી પૂછ્યુ,—" પ્રાણવલ્લભ! મારો પ્રદ્યોત બચ્યો નહિ?" ભૂજેન્દ્ર—"હા પ્રદ્યોત!" બોલી મૂર્છિત થયો. લીલાની સંજ્ઞા ધીમે ધીમે ઓછી થવા લાગી. વિનોદિની આવી ચૈતન્ય મૌખિક વાર્ત્તાથી સાન્ત્વના કરવા લાગી. લીલાને ચૈતન્ય આવ્યું, પણ પ્રકૃત પાંગલિની થઇ ઉઠી. અને ઉચ્ચૈઃ સ્વરે ભાગલે કંઠે કહેવા લાગી,—

"નયનના મણી, હેત ના ગણી, કરિ મુને ધણી હત ભાગ્યણી;
શિશુપણું બધું ખેલમાં ગયું, જીવન માહરૂં નષ્ટ તો કર્યું.
અણચિંત્યો તને કાળ લે ગયો, હૃદય દગ્ધતો કરિને ગયો;
સ્વપ્ન તુલ્ય આ સર્વ પેખછું, તુ વિના પ્રદ્યોત છેક અન્ધછું."

કોઇ લીલાને શું પુછે, આ વિલાપ આલાપ સિવાય બીજો ઉચ્ચાર કરે નહિ. કેટલાક દિવસ આ પ્રમાણે ગત થયા પછી સુજેન્દ્રે નિતાન્ત વ્યાકુલ થઇ લીલાને તેના પિતૃગૃહે મોકલી દીધી.

---

# પ્રકરણ ૫ મું.

## વૈભવમાં વિક્ષેપ.

જય સ્થળમાં પ્રદ્યોતની સાથે પ્રભાવતીનો હસ્તમેળાપ થયા પછી કેટલાક દિવસ પરોણા તરીકે રહી આનન્દથી પોતાના ગ્રામ તરફ જવા નિકળેલો સૌરીન્દ્રમોહન પોતાના કુટુંબ સાથે સીતાવાડીએ આવી પ્હોચ્યો. સીતા વાડીની શોભા; સાક્ષાત તે સીતાવાડીજ. કોટમાં પેસવાના દરવાજા આગળની ઝાડી આ સીતાવાડી છે એમ પરિચય આપતી હતી. દેવમન્દિર; રાજમન્દિરનાં મોટાં મોટાં શિખરો ગગન માર્ગમાં ડોકીઆં કરી પક્ષી અને સુર્ય નારાયણના ગમનાગમનમાં વિક્ષેપ નાંખતાં. ગાડીઓના ધડગડાટથી મેઘરાજા પણ ભ્રાન્તીમાં પડી જતો. શડકની બન્ને બાજુએ મનુષ્યને ચાલવાનો પગ રસ્તો, વિવિધ જાતના વૃક્ષોથી આચ્છાદિત; તેની નિચે શેહેર સુધરાઇ ખાતાના ફાનસોની હાર, દર્શકોના મનને હાર ખવરાવી દે તેવાં રંગબેરંગી લોહસ્થંભપર ચળકાટ મારી રહ્યાં છે. તૃષાતુર પરદેશી મુસાફરોને માટે પાણીના નળ અને ફુવારાની અછત રાજ્યમાર્ગપર રાજ્યે રાખી નથી. શેહેરનો દરવાજો દરવાનોની ચોકીથી ચોરલોકને ડરામણુ લાગતો. દરવાજાને માથે ઘાલેલું ઘડિયાળ ૫ પા કલાકે તિવ્રસ્વરે ભાન કરી પરદેશીઓને ગણિકાના ગાનનુ ભાન કરાવતું હતું. બજાર અંદરની જથાબંધ દુકાનો જથાબંધ માલથી પરિપુરિત; દુકાનોને માથે કપાળ ભાગમાં વિધાતાના અક્ષર સદૃશ અંકિત અક્ષરદ્વારા અંદરના માલની માહિતી બતાવનાર પટલેખથી ઝટપટ માલ વ્હોરવા સવડ મળતી.

આ શેહેરની વચ્ચે થઇ આગળ જતાં રામ પોળમાં આ કુટુંબની મોટી હવેલી હતી. તેના દેખાવપરથીજ એમ અનુમાન થતું કે તેઓનું ખાનદાન ધનાઢ્ય કુટુંબ છે. તેની હવેલી છ માળની હતી, તેમાંના ત્રીજે મજલે

મુક્તકેશીને સુવા બેસવાનો ઠામ હતો. હવેલીની અંદરનો ભાગ બહારના ભાગ જેવોજ શુશોભિત હતો; ગલીચાની તરેહનું અનુકરણ કરી જાણે સાક્ષાત ગાલીચોજ બીછાવ્યો હોય તેની પેઠે સફેદ, કાળા, પીળા, લીલા, લાલ પથ્થરની ભોંય બનાવી હતી. ધોળા રંગના પથ્થરના કકડા, ઝવેરના જેવા ચળકાટ મારતા હારબંધ ગોઠવી ઓરડાની દિવાલો શોભાવી હતી. ઓરડાઓની દિવાલપર બનાવટી સુંદર પક્ષીઓ બનાવટી પાંદડાં તથા તેવાજ વેલાઓપર બેસી કૃત્રિમ ફુલોપર પુછડાં ગોઠવી બનાવટી ફળો ખાતાં કે તેમનાપર ચાંચ મારતાં હતાં. ભોંયપરની પથ્થરની ફરસબંધીપર એક મોટો ગાલીચો પાથર્યો હતો, તેના પર સૌરીન્દ્રમોહન તકીયે અઢેલી ઝુંમી રહેલા ઝુંમર તરફ નજર રાખી પંચરંગી રંગ નિહાળતો હતો અને વિચારતો હતો કે આ એક જડ પદાર્થ બિલ્લોર તે પણ પંચરંગનો પરિચય આપે તો, પંચતત્વ યુક્ત મનુષ્યો તેનાથી કેમ વિરક્ત હોય; છેલ્લે જેમાંથી ઉત્પન્ન થયાં તેમાં તે તત્વ લીન થવાનાં. ત્યારે રંગ રાગને મોજાનું કયાં રહે. એતો નાશવંત; તેને વળગી રહેવામાં શું સુખ. આ બિલોરી ઝાડ બનાવનાર જ્યારે નાશવંત છે ત્યારે આ બાપડું શી રીતે ટકે. આમ વિચારમાં છે તેવામાં મુક્તકેશી બોલી,–"સ્વામીનાથ! પધારો; ભોજનની તૈયારી છે." આમ બોલે છે એટલામાં એક અપરિચિત મનુષ્ય દ્વાર આગળ આવી મ્લાન મુખે ઉભો. પણ કંઇ બોલે નહિ. મુક્તકેશી,–"અરે! ભાઇ! કોને શોધે છે?" મનુષ્ય બોલ્યો "બા! નશીબન; પણ સૌરીન્દ્ર મોહનનું ઘર આકે?" મુક્તકેશી બોલી, "હા,' શું છે?" મનુષ્ય બોલ્યો,–"અરેરે! લ્યો; આ પત્ર." મુક્તકેશીએ પત્ર લીધો, વાચ્યો. સૌરીન્દ્રમોહન આ વાત સાંભળી મૃત પ્રાય થયો. મુક્તકેશી ઉચ્ચૈઃસ્વરે રૂદન કરી ઉઠી પ્રભાવતી મૂર્છિત થઇ ધરાતળે પતિત થઇ, પુરનારી વર્ગ હાહાકાર કરી ઉઠ્યો. નિવાશગૃહમાં શોક પ્રવાહ વ્હેવા લાગ્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

## પ્રભાવતીનો વિલાપ અને વિલ.

નવયૌવના સરલા બાળા પ્રભાવતીના નયનથી અખંડ અશ્રુ પ્રવાહ

વિગલિત થવા લાગ્યો. એકાંતમાં પદ્માસન કરી રૂદન કરવા લાગી—"નાથ! મારા પથ પ્રદેશનું અમૂલ્ય રત્ન! મારૂં જન્માન્તરીત તપસ્યા ફળ! આપે શું ખરેખર મારો પરિત્યાગ કરી પરલોક ગમન કર્યું? પ્રદ્યોત! પ્રભાના પ્રદ્યોત! હું બાલીકા, મને કોને હસ્તે સોંપી નિતાન્ત નિર્દયની પેઠે કોણ અલક્ષ્ય અદૃશ્ય સ્થાને ગમન કર્યું? શું હું હવે આપના ચરણ યુગલનું દર્શન નહિ પામું? પ્રદ્યોત! આપ મને શું કહેતા હતા? એકવાર યાદ કરો. કહ્યું હતું કે પ્રભા! 'તારા સિવાય બીજા કોઇને જાણુતો નથી. તને હું ક્ષણ કાળ પણ આંખથી અલગી નહિ કરૂં' આ બધી આપની વાતો કયાં ગઇ? આપ સત્યવાદી, પરમધાર્મિક; હું આપની અજ્ઞાત બાળા સ્ત્રી; મને અપાર દુઃખ દરીઆમાં હોમવી આપને ઉચિત નથી. વિચારી જુવો, આપના સિવાય અન્ય મારી ગતિ નથી. હું શરણાંગત અબળા, આપ શરણાગત પ્રતિપાલક, મારો પરિત્યાગ કરવો આપને ઘટિત નથી. તેમ આપનું કર્તવ્ય નહિ. મારી આ વય–પ્રદ્યોત! હું કયાં જઇશ? કોની પાસે દોડી જઇશ? મને કોણ રમાડશે રીઝાવશે? મારા મનનું દુઃખ કોને જણાવીશ! હવે આ સંસારમાં મારૂં કોઇ છે? પતિએ નારીનો પરમ દેવતા, માત્ર એક અવલમ્બન, ગતિ મુકિત, નાથ! મારી ગતિ શું થશે? દિનમણીના અદર્શનથી પદ્મિનીની જે ગતિ, તેવીજ મારી—હાઃ આઃ કુમુદિનીને, કુમુદ બાન્ધવ ભિન્ન અન્ય ઉપાય કંઇ છે? વલ્લીનો તરૂવર એક માત્ર આશ્રય, પ્રદ્યોત! મારા પ્રિયપતિ પ્રદ્યોત! પ્રભાના મસ્તકમણિ પ્રદ્યોત! આ વર્ષે પ્રભાએ શ્રીચરણે શું અપરાધ કર્યો કે આપને તેનો પરિત્યાગ કરવો પડયો? નાથ! શું શું વિધ્વા! પ્રદ્યોત! હું શું વિધ્વા! આ મર્મ છેદી ભયાનક વાકય મને કોણે સાંભળાવ્યું? પ્રાણ! બહાર નિકલીજા, બીજી શું? ત્હારૂં (પ્રાણ) બધુ સુખ અજન્મા પેઠે નિષ્ફળ ગયું છે. કારણ મારો પ્રદ્યોત નથી. કે જે ત્હારૂં રક્ષણ કરશે. આ અસાર નારી દેહને બીજુ શું? પ્રાણ! આ દેહ છોડી જા. હાય! બોલતાં હૃદય વિદીર્ણ થાય છે. હું આ વયે વિધ્વા !! સ્વામિના! કોણ સુરાંગનાએ આપનું મન ભમાવ્યું? કોણ માયાવિનીએ રૂપનો ભંડાર દેખાડી આપને ઉપાડી ગઇ. નાથ! આ બાળાનું હૃદય આપને શુભ ન લાગ્યું? પ્રદ્યોત! આ પાપી હૃદયનો તમે પરિત્યાગ કર્યો છે? એમ બોલી છાતી કુટતી કુટતી મૂર્છિત થઇ પડી. પુર નારીઓએ બહુ યત્ને જાગૃત કરી."

આ પ્રમાણે કેટલાક દિવસ વિત્યા પછી સારિન્દ્રમોહને માલમિલકત ભુજેન્દ્રકૃષ્ણને નામે વીલ (મૃત્યુપત્ર) કરી આપી પોતાને સારૂં ભરણ પોષણોપયોગી ધન લેઇ ભુજેન્દ્રને બોલાવી, વીલ આપી, કાશીતીર્થે યાત્રા કરવા ઇચ્છાતુર થયો. ભુજેન્દ્રકૃષ્ણ ભ્રાતૃ શોકથી છેક પાંગળો બની ગયો હતો, તેણે સૌરીન્દ્રમોહન વગેરેને ઘણુંક સમજાવ્યાં પણ સમજ્યાં નહિ. પછી સૌરીન્દ્રમોહનના ઘરમાં એક બ્રાહ્મણને સપરિવાર રાખી જયસ્થળ ગયો. વીલ લીલાની પાસે મોકલી દીધું, કારણ કે કોઇ ન જાણે એમ પોતાને સંસાર પ્રેમમાં જલાંજલી દેઇ તીર્થ ભ્રમણ કરવા ઇચ્છા હતી.

લીલાએ એ વીલ પિતાને સોંપ્યું. કેટલાક દિવસ વિત્યા બાદ એમ સાંભળવામાં આવ્યું કે "ભુજેન્દ્રે દેશ ત્યાગ કર્યો." દાઝ્યા ઉપર ડામ દેવાયો. ચારે દિશાઓ શુન્ય દેખાવા લાગી. સંસારની અસારતા વિલક્ષણ જણાવા લાગી. કોઇને કંઇ વાત ન કહેતાં પિતાએ મુકેલું વીલ લેઇ સંન્યાસિનીના વેશે દેશેદેશ પતિના અન્વેષણ સારૂ ફરવા લાગી. કોઇને કંઇ ખબર પડી નહિ. ચતુર શ્યામપદે કેટલાક દિવસ પછી તેના મરણ સમાચાર જાહેર કરી તદુપયોગી કાર્ય કર્યું.

---

## પ્રકરણ ૭ મું

## શ્યામપદનાં શ્યામ કૃત્યમાંથી પ્રદ્યોતનો બચાવ.

મહારાજ! એકવાર ચાલો, દુરાચારી ધર્મ કર્મ પરિત્યાગી શ્યામપદનાં શ્યામ કાર્ય જોઇએ. જુવો, દુરાચારી શ્યામપદે, પરોપકારી પ્રદ્યોત કુમારને રામપુરના ઘર મધ્યે એક એકાન્તિક ભોંયરામાં હસ્ત પાદ બન્ધન કરી પૂરી રાખ્યો છે. આ અન્ધકારમય ભયાનક ભોંયરામાં આજ કેટલાક માસ થયાં અવસ્થાન કરી રહેવાથી પ્રદ્યોતની કેવી શોચનીય અવસ્થા થઇ છે. શ્યામપદ વિપદ ભાવે આટલા દિવસ થયા તોપણ વિનાશ કરી શક્યો નથી. દુષ્ટના હસ્તમાં રંઝાડવાનું હોય પણ ઇશ્વરોપિત જીવનદોરી તોડવાનું ન હોય! માટે એક અન્ય એકાકૃતિ આણેલુ શબ; દાહ દ્વારા ભુજેન્દ્ર વગેરેનું કાંસલ કહાડવા સાધન રૂપ નિષ્કંટક નિવડ્યુ. આ વખત પ્રદ્યોતનો વધ થાયતો આપદ મટી જાય. તેની સંપૂર્ણ રચના યોજી હતી.

આવતી કાલે તેનો વધ થશે, એમ નક્કી હતુ. ધન આપી તમામ કાર્ય સાધવા અધમ મનુસ્યને વશીભૂત કરવામાં આવ્યો હતો. દુરાચારીને દુરાચારી લોકનો પ્રતિબન્ધ નહિ.

હુ પ્હેલાં કહી ગયો છું કે. શ્યામપદની મનોરમા નામની એક ઉપપત્નિ હતી. તેણે પ્રદ્યોતને પ્રથમ દિવસે જોયો ત્યારથીજ તેના સદ્દગુણુથી તેની પક્ષપાતિની થઈ હતી. તે આ સઘળી ઘટના સારી રીતે જાણુતી હતી. તેની કૃપા વડે પ્રદ્યોત પર્યાપ્ત પરિમાણે સુખાદ્ય લાભ કરી આટલા દિવસ જીવ્યો હતો. આ નારી જીવન રક્ષા કરતી અને વારંવાર દિલાસો આપતી હતી. પરંતુ આવતી કાલે વધ ( નિપાત ) નો દિવસ જાણી ચિન્તાથી વ્યાકુલ થઇ. રાત્રિ પડવાથી ધીમે ધીમે શ્યામપદના નજીક ગમન કર્યું. વિધાતાએ મનોરમાની મનોવાસના પૂર્ણુ કરી. અકસ્માત્ ઘનઘટા ઉપસ્થિત થઇ, વિદ્યુત વૃષ્ટિ અને ગર્જ્જના પૃથ્વીને રસાતળમાં ઘાલવા લાગી. સમય સમજી નારીએ સુરા બહાર કહાડી, બન્ને જણે નિર્જ્જન ગૃહમાં બેશી પીવા લાગ્યાં થોડે થોડે અધિક સુરાપાનથી શ્યામપદને મૃત્યુ પ્રાય બનાવી મુકયો. સમય વિચારી શ્યામપદની કમ્મરેથી ચાવી કહાડી તેની છુપી પેટી ઉઘાડી કેટલીક ચાવીઓ લેઇ પ્રદ્યોતનું ઘર ઉગાડી તેનું બન્ધન દૂર કર્યું, અને એક ખોદવાનું ઓજાર આપી કહ્યું,—“ પ્રદ્યોત ! આપ આ ઘરની પશ્ચિમ દિશાએ ભિત નિચેનો ભાગ ખોદશો એટલે એક સુરંગ માલમ પડી આવશે, તેની ભિતર નિર્ભય રીતે પ્રવેશ કરજો. પ્રવેશ કરી આગળ ચાલશો એટલે વાડીના મધ્ય ભાગમાં એક ઘર છે ત્યાં આવશો. તે ઘરનું તાલુ મેં ઉઘાડી રાખ્યુ છે. ત્યાં થઇ બહાર આવી પ્રાચી સરિતા ઓળંગી આ દેશનો નમસ્કાર પૂર્વક પરિત્યાગ કરી પલાયન કરી જજો.” આ દેશમાં રહેશો તો તમારો પ્રાણુ રહેશે નહિ. હવે બહુ વખત વાતચિત કરવાનો સમય નથી. એમ બોલી ચાવી બંધ કરી સ્વસ્થાને ચાલી ગઈ. પ્રદ્યોત મનોરમાને પ્રણામ કરી બોલ્યો,—“ મમ જીવન રક્ષા કારિણી ! જ્યારે સુયોગ મળશે ત્યારે આનો પ્રત્યુપકાર વાળીશ.” એમ બોલી સ્વકાર્યમાં પ્રવૃત્ત થયો. પ્રદ્યોત તમામ કાર્યમાં શાણો; જોતાં જોતાં સ્વકાર્ય સાધન કરી પ્રાચીનું ઉલ્લંઘન કરી અન્ધકારમયી ગામિનીને લીધે છુપે વેશે યથેચ્છ પ્રસ્થાન કર્યું. થોડેક દિવસે શ્વસુરાલયે ઉપપસ્થિત થઇ પુર્વોક્ત બ્રાહ્મણના પરિવારની પાસેથી ભુજેન્દ્ર અને લીલાના

મૃત્યુની વાત, પ્રદ્યોતનું મૃત્યુ (પોતાનું) અને પ્રભાના કાશી ગમનનું વૃતાંત શાંભળ્યુ. પછી છુપે વેશે રહ્યો. આજ પ્રદ્યોત છે એમ કોઇ પીછાને નહિ તેવો વેશ ધારણ કર્યો. પ્રદ્યોતે પોતાનું મિથ્યા મૃત્યુ બાબત એક વાર મનોરમા તરફથી વાત જાણી હતી. અને આ વખતે પણ શાંભળ્યુ. ભ્રાતા અને ભ્રાતૃ પત્નિના મૃત્યુથી શોક સાગરમાં નિમગ્ન થઈ બહુ વિધ વિલાપ કરતાં કરતાં કાશી યાત્રાએ ગયો. ત્યાં રહી પ્રભાનો ઘણોક તપાસ કર્યો, પણ તેનો કંઇ પત્તો લાગ્યો નહિ. ફકત એટલી ખબર મલી કે એક સારો મનુષ્ય, પોતાની સ્ત્રી, વિધવા કન્યા લેઇ કેટલાક માસ પર અત્રે આવ્યો હતો. કાળના કઠોર શાસનથી માસેક થયાં સ્ત્રી પુરુષે યમ ભવનમાં ગમન કર્યું છે. પ્રવીણનું નામ. સૌરીન્દ્રમોહન, કંન્યાનું નામ પ્રભાવતી; ત્યાર પછી પ્રભાવતી પિતાનું બહુ ધન દીન દરિદ્રને દાન કરી કયાંય ગમન કર્યું તેની ખબર નથી. આ સાંભળી પ્રદ્યોતનો જીવ ઉડી ગયો. અસાર સંસારની અસારતામાં મહા દુઃખિત થઇ દેશે દેશે પ્રભાની શોધ સારૂ ફર્યો.

મહારાજ ! પ્રદ્યોતકુમારે લોક મુખથી જે શાંભળ્યુ હતું તે તમામ ખરૂ; પ્રભાવતી પિતૃ—માતૃ વગરની થઇ શોકે દુઃખે કેટલાક દિવસ મૃત્યુ પાય રહી. પછી ધનાદિ વિતરણ કરી સંગિની સન્યાસિનીગણ સમભિવ્યવહારે સન્યાસિનીના વેશે વૃન્દાવનમાં યાત્રા કરવા ગઇ. વૃન્દાવનના અધિરાજ શ્રીકૃષ્ણચન્દ્રના દર્શન કરી આર્તસ્વરે સ્તુતિ કરવા લાગી.
પ્રદ્યોત અનેક સ્થાન શોધી વળ્યો પણ પ્રભાની કંઇ ભાલ લાગી નહિ. ત્યારે મહારાજ ઉપેન્દ્રસિંહની પાસે જવા અભિલાષી થયો. આ વખત ઉપેન્દ્રસિંહ કોણ તેનો મહારાજનો પરિચય આપવો એ અગત્યનું છે.

## ખંડ ૪ થો. આશા નિરાશા.

## પ્રકરણ ૧ લું.

## સોમવતીની શોભા.

પ્રદ્યોતના વખતમાં ભારત વર્ષના બિહાર દેશમાં હંસવતી નદી—તીરે—સોમવતી નામની એક નગરી હતી. નગરી મધ્યે, બન્ને બાજુએ પાણીના ગટરો વચ્ચે રાજ રસ્તો પાક્કો કાળા પ્હાણાથી બાંધેલો, જન મણનું ગમન કષ્ટ નિવારણ કરતો હતો. સુશોભિત ફુવારાઓ તૃષા નિવારણાર્થે ઠામે ઠામ બાંધેલા હતા. અનેક પ્રકારનાં જેવાં કે બકુલ, ગુલમોર, અશોક વગેરે પુષ્પ યુકત સુગંધિત વૃક્ષો રાજપથની બન્ને બાજુઓને શોભા આપતાં હતાં. ને માનવીઓનું મનોહરણ કરી શાન્તી આપતાં હતાં. નાના રત્નથી મંડિત મનોનયનને પ્રીતિપ્રદ મનોહર હેમ કળશ એક એકની હરિફાઈ કરી આકાશ માર્ગમાં ડોકીઆં કરતા, દર્શકોના માનનું ખંડન કરતા હતા. શ્વેત, પીત્ત, નીલ, લોહિત રંગના ધ્વજા પતાકા રાજપથને શોભા આપતા હતા. સુવિચાર સમ્પાદક ધર્માધિકરણથી સુવિચાર સંપન્ન થતા હતા. સુચિત્રથી ચિત્રિત કીર્તિસ્તંભ સર્વ સ્થળે સ્થાપિત કરેલા ગગન માર્ગ સાથે વાતો કરી પોતાનો મહિમા બતાવતા હતા. અસંખ્ય પુસ્તકથી પરિપૂર્ણ પુસ્તકાલયથી સકળ પાઠય પુસ્તકનો અભાવ નિવારણ થતો. સુયોગ્ય શિક્ષક વિશિષ્ટ વિદ્યાલયમાં સુશિક્ષા અપાતી હતી. નીતિ શિક્ષાદાનથી પવિત્ર ગૃહ ગાર્હ્ય રહેતાં હતાં. વ્યાયામ ભૂમિ અને નાટય શાળાની, આયુધાભ્યાસ સ્થાન અને આયુધાગારની, ચિત્રશાળા અને રત્નાગારની સંખ્યા કરવી બહુ મુસ્કેલ હતી. વિવિધ દેવથી પરિપૂર્ણ દેવ મંદિરો ભાવિક ભક્ત જનોથી પરિપૂર્ણ રહેતાં ઉપજીવિકાથી પરિપૂર્ણ અતિથિ શાળાઓની સંખ્યા નહોતી. અસ્ત્ર શસ્ત્ર સમ્પન્ન વર્મધારી રક્ષકોથી અને મણિ માણિકય, પ્રવાલાદિ રત્નથી સુશોભિત રાજભવન, સુર ભવનના જેવું જોવા લાયક હતું. નગરીના મધ્ય ભાગમાં આવેલો માણેકચોક સર્વદા લોક સમુદાય કોલાહલથી ભરપૂર રહેતો. આ નગરીનો તારાનાથ નામે એક પ્રબલ પ્રતાપશાળી નર-

પતિ હતો. તે રાજા ધર્મે યુધિષ્ટર, દાનમાં કર્ણ, પ્રજા રંજનમાં રામ, બુદ્ધિમાં બ્રહસ્પતિ, નિતિગુણમાં ભિષ્મ અને શૌર્યમાં પ્રતાપી પરશુરામ જેવો હતો. સંસારમાં ધર્મ એ મનુષ્ય માત્રનો બન્ધુ અને પ્રજા રંજન એ રાજાનું કર્તવ્ય કર્મ, આ બંને વાકય યાદ રાખી ધર્મપર આસ્તા ધરી રાજ્ય શાસન કરતો. સભા સ્થળમાં ચાતુરી વિવર્જિત અને સુધીમંડળમાં પરિવેષ્ટિત રહી અવિચારને પ્રવેશ કરવા સાહસી થવા દેતો નહિ. પ્રજા તેના શાસન ગુણમાં વશીભૂત હતી. દિનમણી અસ્તાચળ ચુડાવલમ્બી થવાથી નગરીની દીપમાલાઓ પરિશોભિત થતાં પ્રતિ ગૃહમાં નૃત્ય ગીતાદિ મહોત્સવ થવા લાગ્યો. દિવસે નાવિક વગેરેના અને નગરવાસી નાગરીકોના કલરવથી એક જાતનો ઉત્પન્ન થતો અદ્દભૂત શબ્દ નગરની આજુ બાજુએ જનાર આવનાર લોકોને કર્ણસુખ આપતો. રાજા એવમ્ભૂતા નગરીનો અધીશ્વર થઇ પરમ સુખથી રાજ સુખ સંભોગ કરતો. તેને અલૌકિક રૂપ લાવણ્ય સમ્પન્ના પ્રમદા નામની એક રમણી હતી. તે મૃદુહાસિની અને મધુર ભાષિણી તેમજ પતિ ભક્તિ પરાયણા, રાજા તેના ગુણથી વશીભૂત હતો. તે દેવ દ્વીજ અને ગુરૂ પ્રતિ સમ ભક્તિ પ્રદર્શન કરતી. સમવયસ્કા સહચરીઓ પણ પોતાના જેવીજ શાણી રાખતી. દેવાર્ચ્ચના અને પતિ સેવામાં તેની દિનયામિની જતી. કાળ ક્રમે તે સર્ગભા થઇ. યોગ્ય વખતે પ્રસુતાવસ્થા પ્રાપ્ત થઇ. અને વધામણીઓ વછુટી. ઘેર ઘેર સાકર વ્હેચાઇ ટુકામાં તે દિવસ મહોત્સવ તરીકે પાળવામાં આવ્યો. જ્યોતિ:શાસ્ત્રીઓએ કુન્ડલી માંડી મહારાજ તારાનાથને નિવેદન કર્યું કે, આ પુત્ર મહાનૂભાગ્ય શાળી નિવડશે, વિદ્યા સંપન્ન થશે, વગેરે શુભ વર્તમાન ભવિષ્યોદયના કહ્યા, પછી પુત્રનું નામ ઉપેન્દ્રસિંહ પાડયુ. ક્રમે બાળાવસ્થા પરિક્રમણ કરી યૌવન સીમામાં રાજપુત્રે પદાર્પણ કર્યો. અને તે વખતના તમામ રાજપુત્રોના કરતાં અનેક વિદ્યામાં સુપંડિત, વાગ્મી, કાવ્ય, ગણિત, ન્યાય, સ્મૃતિ અને દર્શનાદિ શાસ્ત્રમાં વિશારદ થયો. વ્યાકરણ અભિધાન કંઠસ્થ કર્યું, અને જીતેન્દ્રિય, રણસ્થળમાં મહાવીર નિવડયો. તેમજ નીતિ અને દયાના ગુણથી વિભૂષિત હતો. તેનું અંગ સ્થુલ અને સુદૃઢ હતું. યૌવનાગમનમાં રાજકુમારે મોહન મૂર્તિ રૂપ ધારણ કર્યું હતું.

દેવ ! બાજીરાવ ! આ સ્થાને આ પ્રમાણે વાર્તા બની, પણ આપને ખરેખર આવશ્યક એ કે, પ્રદ્યોતકુમાર, આ કુમારની પાસે પ્રથમાવસ્થામાં અ-

વસ્થાન કરી યુદ્ધ વિદ્યા શિખ્યો હતો. અને બન્ને વચ્ચે પ્રીતિની ગાઢી ગાંઠ બાઝી હતી. પ્રદ્યોત જ્યારે આ વાડીમાંથી નિકળ્યો ત્યારે પ્રગાઢ પ્રણય નિબન્ધન રાજકુમાર આ પ્રમાણે બોલ્યો હતો કે,—બન્ધો ! તમારે જ્યારે કોઇ જરૂઆતનું કામ હોય ત્યારે મને કહેતાં લજ્જિત થશો નહિ," એવુ બોલી વિદાયગરિ આપી હતી. આ વખતે પ્રદ્યોત એ આશામાં આશ્વસ્ત થઈ આવ્યો છે.

---

## પ્રકરણ ૨ જું.

## યુવરાજ ઉપેન્દ્રસિંહનો રાજ્યાભિષેક.

આ તરફ નૃપતિ તારાનાથે હૃદયાનન્દ દાયક ઉપેન્દ્રસિંહને સદ્ગુણથી પરિપૂર્ણ જોઈ, તેને રાજ્યભાર અર્પણ કરવા ઇચ્છા કરી, અને અભિષેચતિક અપાદિ દ્રવ્ય સંગ્રહ કરવા નિમિત્ત જુદા જુદા દેશમાં દૂત મોકલ્યા. તમામ જાતની વસ્તુનો સમુદાય એકઠો થયો એટલે રાજાએ શુભ મુહુર્ત જોવરાવી પુત્રને યૌવરાજ્યે અભિષિક્ત કર્યો. અન્યુન્ય તેજથી યુવરાજ પિતૃસિંહાસને આરોહણું કરી પિતાની પેઠે પ્રજા રંજનમાં તત્પર થયો. પ્રજા કુળને તેના શાસન ગુણથી પૂર્વ રાજાના ગુણગ્રામ વિસ્મૃત થયા કયા કામથી પ્રજા કુલની અભ્યુન્નતિ થશે, શું કાર્ય કરવાથી સંસારમાં સત્ય ધર્મનો પ્રચાર થશે, શું કાર્યથી મનુજગણ પીડાથી મુક્ત થશે, શું કાર્યથી વિદ્યોન્નતિ થશે આ વિચારમાં યુવરાજ સર્વદા ચિન્તાકુલ રહેતો હતો. દિવસે રાજ્ય શાસનની અને રાત્રિકાળે છુપો વેશ ધારણ કરી અશ્વારોહી થઇ નગર ભ્રમણ પૂર્વક નાગરિકોની કથા વાર્તા સાંભળતો. નગર ચર્ચા વખતે પોતાની થતી પ્રશંસા સાંભળી લજ્જાથી સંકુચિત અને અપયશ: વાક્ય શ્રવણ કરી તે વિષયમાં સાવધાન રહેતો. ભ્રમણ કાળમાં કોઇનાં કઠોર વાક્ય સાંભળવામાં આવતાં તો તત્ક્ષણાત તેને બોલાવી તેનો પ્રતિકાર કરતો. મહામાન્ય યુવરાજ આ પ્રમાણે પ્રજાનું લાલન પાલન કરવા લાગ્યો. ગન્ધવિશિષ્ટ મલયાતિલ સમ્પન્ન વસન્તકાળ પણ તેની પરિચર્યા નિમત્ત આવી ઉપસ્થિત થયો. મહિપાળ સુત પરમ યત્નથી રાજ્ય શાસન કરવા લાગ્યો. તેના શાસન ગુણથી પ્રજા ધનવાન્ અને ગુણવાન્ થઇ. અલિકુલે પરાભવ

પામવાના ભયથી હરિસ્મરણ કરવાને વનમાં ગમન કર્યું. તસ્કર લોકોએ ચોરવૃત્તિ પરિહાર કરી કંઠમાં ધર્મરૂપ હાર ધારણ કર્યો. ચિકિત્સાની સુપ્રણાલિથી જનપદે ગદ, પદ પ્રાપ્ત ન થતાં ગુપ્તભાવ અવલમ્બન કર્યો.



# પ્રકરણ ૩જું

## તિલોત્તમાની છબી

એક દિવસ યુવરાજ ઉપેન્દ્રસિંહ પોતાના વિશ્રામ ગૃહમાં બેશી શ્રાન્તી દૂર કરતો હતો, એ સમયમાં પરિચારિણીએ આવી એક છબી તેમના હસ્ત કમળમાં આપી પ્રણામ કર્યો. યુવરાજ તેના તરફ દ્રષ્ટિ કરી એકાગ્રતાથી અનિમેષ નયનથી નિહાળતાં નિહાળતાં સ્પષ્ટાક્ષરથી પુનઃ પુનઃ મૂર્ત્તિની પ્રશંસા કરવા લાગ્યો. એ વખતે પરિચારિણીએ કહ્યું,—" દેવ ! આ મહારાજ માન્દુસરાધિપતિની અવિવાહિતા કન્યા, નામે તિલોત્તમા, શીઘ્રતાથી વિવાહિતા થશે, તેટલા સારૂ આ પ્રતિમા મૂર્ત્તિ લેઇ ત્યાંથી દુત આવ્યો છે." યુવરાજે ઉત્તર દીધો,—" વારૂ, તમે સ્વકાર્ય કરવા જાવ." પરિચારિણી ચાલી ગઇ. જેમ ચુમ્બક લોહકનું આકર્ષણ કરે તેમ આલેખ્ય રૂપા તિલોત્તતા યુવરાજને આકર્ષણ કરવા લાગી. યુવરાજ ધીમે ધીમે ભાન ભૂલવા લાગ્યો, છેવટ એકાગ્રતાથી મૂર્તિમાં તદ્રુપ થયો. અને મૂર્ત્તિ બોલી, —" પ્રાણનાથ ! હવે કેટલા દિવસ આપનો વિરહ સહન કરૂં ? પ્રાણાધાર આવો, દાસીને દર્શન આપી કૃતાર્થ કરો." યુવરાજની સમાધી છુટતાં ધૈર્યતા ગઇ, પ્રાણ કંપવા લાગ્યો; એક મનથી જ્યાં નજર કરે ત્યાં તે અમૃતમયી, પ્રેમમયી મૂર્ત્તિ જોવા લાગ્યો. આ પ્રમાણે દિવસ ગયો, અને રાત્રિયે નિશ્ચિત થયો. નિદ્રાવસ્થામાં વારંવાર એ રૂપરાશિ સ્વપ્નામાં દેખવા લાગ્યો. વળી તિલોત્તમા પાસે આવી કહેવા લાગી,—" યુવરાજ, હવે સ્થિર થઇ બેસી રહો નહિ," આટલું બોલે છે એટલામાં યુવરાજ હસ્ત પ્હોળા કરી તેને પકડવા જાય છે, એવામાં જાગૃત થયો. મનઃ પ્રાણ કંપી ઉઠયો, શય્યામાં પડી રહેવું પસંદ ન પડવાથી પોતાના અસ્ત્ર શસ્ત્ર પરિધાન કરી પ્રતિમા સાથે લેઇ અશ્વારોહણ કરી માન્દુસર નગર તરફ જવા લાગ્યો. આ વખતે નીશા દેવી, ઘનશ્યામ પણ જેની અંદર મણિ જડેલાં હતાં તેવું વસ્ત્ર ત્યજી દેવ

ભાસ્કરની બીકથી ભાગતી જતી હતી. પ્રયાણકાળે થતા શુભ શુકન દેખી યુવરાજ ખુશી થવા લાગ્યો. માન્દુસર જવાના રસ્તામાં એક અઘોર વન આવે છે તે વનમાં થઇ જવાનો રસ્તો બરોબર માલમ નથી જતાં જતાં યુવરાજ તેજ વનમાં આવ્યો. આ તરફ વૃદ્ધ ભૂપતિ તારાનાથે અનેક રીતે પુત્રનો શોધ કર્યો પણ કંઇ પત્તો લાગ્યો નહિ.

## પ્રકરણ ૪ થું

## અઘોર વનની લીલા.

યુવરાજ, સન્ધ્યા સમય થતો જોઇ એક વૃક્ષ નિચે અશ્વ બાંધી વૃક્ષની શાખા પર ચઢી બેઠો. ક્રમે ભગવાન્ હીમવાન્ રાજાના દુઃખે દુઃખી થઇ પાન્ડુ વર્ણથી અંતર્ધાન થયો. આકાશ યુવરાજનું કષ્ટ સહન ન કરી શકવાથી તારા રૂપ ચક્ષુ ખોલવા લાગ્યું. વૃક્ષો પક્ષી મુખે રૂદન કરવા લાગ્યાં, અને પત્ર ચક્ષુ શિશિર બિન્દુરૂપ અશ્રુવારી વર્ષણ કરવા લાગ્યાં. હિંસક શ્વાપદોને ભય દેખાડવા નિમિત્ત સુર્યરક્ત વર્ણ થઇ ઉદય પામ્યો. યુવરાજ, દિવાગમને કોણ પથે ગમન કરવું તે નક્કી કરવા નિમિત્ત વૃક્ષની અત્યુચ્ચ શાખા પર ચઢી ચારે દિશાએ નિરીક્ષણ કરવા લાગ્યો. પણ અત્યુચ્ચ વૃક્ષોને લીધે કંઇ દૃષ્ટિએ પડયું નહિ. કેવળ વૃક્ષો મધ્યે એક નગરાજ અતુલ શોભાથી શોભાયમાન થઇ યોગ કરવા નિમિત્ત સ્થિરાસને બેઠેલો દેખાયો. શત્રુથી બીનેલો કોઇ મનુષ્ય જેમ મહાજનની પાસે આશ્રય કરે તે પ્રમાણે અન્ધકારે; સુર્ય ભયથી ભીત થઇ આભુધરમાં આત્મ રક્ષાનો ભાર સમર્પણ કર્યો હતો. તેમ કોઇ ઠેકાણે પ્રકાન્ડ કાન્ડ યુકત વૃક્ષોએ સુર્યના કિરણ રોક્યાં હતાં. કોઇ સ્થાને વિકસિત પુષ્પ શાખાથી શિખી સુખાધિન થઇ કેકારવથી પોતાના પ્રેયસીને સંતુષ્ટ કરે છે. કોઇ સ્થાને જુદી જુદી જાતની ધાતુઓ શોભા આપે છે અને તેના પર પશુઓ નિડરતાથી દુરવા ચરતાં વિચરે છે. મધ્યે મધ્યે શિલાતળ દેખાવાથી એમ બોધ થાય છે કે, તે પ્રકૃતિ દેવીએ, વનશ્રીના બેસવા નિમત્ત આશન બાથરી તૈયાર રાખ્યાં છે. કોઇ સ્થળે નિર્ઝર અને ક્ષુદ્ર શરિતા ખળખળ કરતી મેદનીનો સ્પર્શ કરે છે. કોઇ સ્થળે નગરાજ, દિનમણિને આવકાર દેવા નિમિત્ત અન્તઃકરણ પૂર્વક શિખર રૂપ હસ્ત ઉચા કરી રહ્યો છે. આ પ્રમાણે હજારો પદાર્થ જોઇ વૃક્ષથી નિચે ઉતરી અશ્વારોહી થયો. અદ્‌ભુત પરાક્રમશાળી ધાર્મિકાગ્રગણ્ય

દયાના સાગર નરપતિ અશ્વપર બેસી માન્દુસર જવા સારૂ આગળ ચાલ્યો. પણ રસ્તાની યથાર્થ માહિતી નહિ હોવાથી નિરંતર ભ્રમણ કરી ભટકી થાક્યો. દિનમણિ ધીમે ધીમે અસ્તકોપરી થયો ક્ષુધિત યુવરાજ આ સમયે અપરિચિત વન જાત ફળ, કંદ લાવી ભક્ષણ કરી ક્ષુધા શાન્ત થયો. પણ દુર્ગમ વનમાં આવી પડવાથી અસહ્ય કલેસ થયો. લાંબા લાંબા નિશ્વાસ મુકવા લાગ્યો. અને મુખકમળ મ્લાન થઇ ગયું. સર્વ શરીર કંપવા લાગ્યું. જે દિશાએ શબ્દ થાય, તે તે દિશાએ ભય ચકિત હરિણની પેઠે દૃષ્ટિ પાત કરે, કંઇ સમજ પડે નહિ કે, હવે કંઇ તરફ જવાથી સુગમ રસ્તો જડશે. ક્ષણ કાળ આ પ્રમાણે ચિન્તા કરી મનમાં નાના વિર્તક કરતો કરતો માન્દુસર જવાના ઉદ્દેશથી વનમાંને વનમાં ફરવા લાગ્યો, ક્રમે દિનમણિ અસ્તાચળ ચૂડાવલમ્બી થતી વખતે બરોબર રાજા ગહન વનમાં આવી ચઢ્યો. કમલિની પ્રિયતમ વિરહથી અલિરૂપ અશ્રુ બિન્દુ વિમોચન કરવા લાગી કુમુદિની પ્રિય સમાગમ સુખથી આનન્દ પામી હાસ્ય કરવા લાગી. હંસ સારસ, ચક્રવાક વગેરે જળચર પક્ષિઓ નલિનીના દુઃખથી દુઃખી થઇ સ્વસ્વસ્થાને જવા લાગ્યાં. મન્દ મન્દ મલય વાયુ વહી શરીર સ્નિગ્ધ કરવા લાગ્યો. પક્ષિઓ સન્ધ્યા સમય દેખી જ્યાં ત્યાં વૃક્ષો પર આશ્રય લેઇ સુમધુર કલવરથી પરસ્પર પરિચય મેળવતાં સ્નેહાશક્ત થયાં. ગાય, મેષ, મહિષ વગેરે ગ્રામ્ય પશુ ચરતાં ચરતાં ગ્રામ ભણી જવા લાગ્યાં. રખવાળો તેઓની પછવાડે સ્કંધપર મોટી લાકડીઓ મૂકી જવા લાગ્યા. ખેતિકાર આખો દિવસ ખેતરનું કાર્ય કરી સન્ધ્યા સમયે સ્વગૃહે જવા લાગ્યા. રક્ત વર્ણ મેઘમાળા કિન્નરીઓને વસ્ત્રાલંકારમાં આશક્ત કરી ધીમે ધીમે છુપાવવા લાગી. કામિનીનાં વૃન્દ પ્રિય સમાગમ સુખથી યામિની વ્યતિત કરવા મનના ઉલ્લાસથી વેશ સજવા તત્પર થયાં. વિરહિણીઓને અન્તઃકરણની અસ્થિરતા સમુત્પન્ન થઇ. તદનન્તર ધીમે ધીમે આખુ જગત્ અન્ધકારમય થયું. જોત જોતામાં ચન્દ્રોદય થયો. યુવરાજ બીજીવારની સન્ધ્યા જોઇ નિતાન્ત ભીત થઇ વૃક્ષ નીચે અશ્વ બાંધી પોતે વૃક્ષ પર ચઢ્યો, અને વન વાસી જીવોના ભયાનક કલરવથી ભયભીત થઈ ચારે દિશા નિરક્ષણ કરવા લાગ્યો.

મહારાજ ! હવે આ સમયે આ વનની તમામ સ્થળની અવસ્થા જોવાથી દીઠામાં આવશે કે, કોઇ સ્થાને હરિણ ચરતાં ચરતાં ચાલતાં અને

કૃષ્ણસાર હરિણ તેની આમળ સગર્વથી પાદાવક્ષેપ કરતાં હાંકતાં હતાં. હરિણનાં નાનાં નાનાં બચ્ચાં દુગ્ધપાન કરી જનનીના ગમનનો અટકાવ કરતાં હતાં. કોઇ સ્થાને વરાહનાં યુથેયુથ લીલા ઘાસને ઉખેડી ભક્ષણ કરતાં કરતાં નિર્ભયતાથી ચાલતાં હતાં. કોઈ સ્થાને મહિષકુલ ભીમ સ્વરથી ભરાડ મારતા લાલચોળ ચળકતી દેખાતી આંખવાળા વાંકી વાળેલી જીવ્હાથી અને વાંકી વાળેલી બંને ભૃકુટિથી સામસામા ઉભા રહી ઘોરતર યુદ્ધ કરતાં હતાં. કોઇ સ્થાને પર્વત પ્રમાણ હસ્તીઓ વૃક્ષ ત્વચા ભક્ષણ કરવા દન્ત પ્રહારથી વૃક્ષને ઉખેડી નાખતા નાખતા સગર્વથી પાદ ગોઠવી મનહર ગતિથી ચાલતા હતા કોઇ સ્થાને વ્યાઘ્ર ઘોરતર ભયંકર ગર્જના કરતા હતા. અને કેશવાળી ઉંચી કરી પુચ્છ પટકારી મુખ પ્હોળુ કરી શિકારપર તલાપ મારી તેનો પ્રાણ હરતા હતા. કોઇ સ્થાને મયુર વૃક્ષપર બેસી ડળા કરી કેકારવ નૃત્ય કરતા હતા. કોઇ સ્થાને વાંદર ટોળે મળી એક વૃક્ષથી બીજા વૃક્ષપર કુદકા મારી હુપાહુપ કરી એહઃ એહઃ ભયાનક શબ્દ કરતા હતા. કોઇ સ્થાને અજગર સર્પ વૃક્ષના થડને વિટલાઇ પ્હોળું મુખ કરી પડી રહ્યા હતા.

---

## પ્રકરણ ૫ મુ.

## યોગીવેર રામશરણનો મેળાપ.

ક્રમે રાત્રિ અધીક થઇ, દેવદુર્ગા અને જીલ્લીના રવથી અરણ્ય પરિપૂર્ણ થઇ રહ્યું. યુવરાજ આ સમસ્ત દેખાવ જોઇ સાંભળી ભયથી કંપવા લાગ્યો. અને વૃક્ષપરથી પડી જવાશે એવી આશંકાથી કપડા વડે શાખા સાથે બંધાયો. વૃક્ષપરનાં પક્ષિ અને મયુર રાજાની આવી અવસ્થા જોઈ કલરવ દ્વારા તેને પ્રબોધ આપવા લાગ્યાં. પવન, અર્ધ ખીલેલા પુષ્પની સુગંધ હરણ કરી તેની પ્રસંશા કરવા લાગ્યો. ધીમે ધીમે નિશા યૌવન સીમામાં પદાર્પણ કરવા લાગી. રાજા, એ વૃક્ષ શાખા પર દેહભાર સ્થાપન કરી સ્પન્દહીનની પેઠે પડી રહ્યો. થોડીવાર પછી આમતેમ દૃષ્ટિ નિક્ષેપ કરતાં કરતાં નજીક એક ધુણી જણાઈ અને મૃદુ મધુર મનુષ્ય શબ્દ આવતો સંભળાયો; તે સાંભળી વૃક્ષથી નિચે ઉતર્યો. ધુણી નજીક ગયો, ત્યાં આગળ એક યોગીને સીધ્યાશન મારી મૃગચર્મપર બેઠેલો જોયો. તે યોગીવરને

દર્શન કરી ભક્તિભાવે પ્રણામ કર્યાં. યોગીવર રામશરણ દેવ, ક્ષણવાર યુવરાજના મુખ સામું જોઇ રહ્યો, થોડીવાર પછી ભયભીત સ્વરે કહેવા લાગ્યો, “રાજન! મારો પ્રદ્યોત નથી. હું પ્રદ્યોતના જેષ્ટ ભ્રાતાનો શ્વશુર; મેં આપને રાજધાનીમાં કેટલીકવાર દીઠા છે. જયસ્થળ વાસી પ્રદ્યોતના જેષ્ટ ભ્રાત પુત્ર શ્યામપદે રામપુરમાં પ્રદ્યોતનો પ્રાણ નાશ અને મારી સંપતિનો નાશ કર્યો છે. એમ બોલી સવિસ્તર વર્ણન કર્યું.” તે સાંભળી યુવરાજ દારૂણ્ય દુઃખી થયો અને દીર્ઘ નિશ્વાસ ભાર પરિત્યાગ કરવા લાગ્યો પણ યોગીએ તેની શાન્ત્વના કરી. રામશરણ દેવે કહ્યું,—“ નરપતે ! હુ મૃત પ્રવાદ લીલા વગેરેની કોઇ સ્થળે માહિતી ન મળવાથી મનોદુઃખથી સન્યાસી વેશે દેશ દેશ ભ્રમણ કરૂછું. આપ આ અઘોર વનમાં એકાકી કેમ આવ્યાછો?” યુવરાજે તિલોત્તમાની વાર્ત્તા કહી, ઉદાસીન કહેવા લાગ્યો,—“મહારાજ! મેં જોઇ છે, તે મહારાજ પ્રદ્યુમ્નની અલૌકિક રૂપ લાવણ્યવાળી, ગુરૂ ભક્તિ પરાયણા, પ્રાપ્ત વયસ્કા તિલોત્તમા નામે એક કન્યા છે. કન્યાના સૌન્દર્યની વાત શું કહું, તેને સાક્ષાત જોવાથી જણાશે, વિધિએ વિચારી પોતાના મનના મનોમત પરમાણુઓ ગોઠવી એક કન્યા રત્ન નિર્માણ કરી રતિનો ગર્વ ખર્વ કરવા નિમિત્ત એને અવની ધામે ઉતારી છે. ગુણે વીણા પાણી પરાભવનો સ્વીકાર કરી તેની જીવ્હામાં તલ્લીન થયા છે પદ્મા, દાસીત્વનો સ્વિકાર કરી પદ્મ પત્રથી તેની ઉપાસના કરે છે. રૂપની પ્રભાથી ક્ષણપ્રભાએ પયોધરે આશ્રય લીધો છે. મુખ સૌન્દર્ય જોઇ ચન્દ્ર આકાશ ગામી થયો છે. લલિત વાક્યથી કોકિલ વધૂને મર્માન્તિક ક્ષોભ પ્રાપ્ત થવાથી અરણ્યનો આશ્રય લીધો છે. કોમળતાથી કમલિનીએ જીવને જીવન સમર્પણ કર્યું છે. નયન ચપળતાથી હરિણી દુઃખીણી થઈ વન વિહારિણી થઇ છે. અંગુલીનું મનોહારીત્વ અવલોકન કરી ચમ્પક પંચધા થયું છે. રાજા પ્રદ્યુમ્ન, કન્યાનો વિવાહ સત્ પાત્ર સાથે કરવાની વાસનાથી આજ સુધી તેને અનૂઢા રાખી રહ્યો છે. આપ ત્યાં જાવ, અને તેની સાથે વિવાહ કરજો; અને તેની ચેષ્ટા જોજો. આપને સ્પષ્ટ જણાશે કે, સર્વ સુલક્ષણ સંપન્ના છે. તેની સાથે જેનો વિવાહ થશે તેનું રાજ્ય ચક્રવર્તિ થશે.” યુવરાજ, રામશરણ દેવને સાથે લઈ જવા કહેવા લાગ્ય, પણ તે પ્રમાણે કૃત કાર્ય થયો નહિ. ઉદાસીન બોલ્યો,— “રાજન! શ્યામપદની બાબતમાં જે કર્તવ્ય હોય તે કરૂં, પણ આપની સાથે મારાથી પાપી સંસારમાં આવી શકાશે નહિ. જો ભુજેન્દ્ર વગેરે કોઇ

મળશે તો તેમને આપની સાથે મેળવીશ, નાંહતો નહિ; એમ બોલી સૂઈ રહ્યો. પછી યુવરાજને ફળ જળ ભક્ષણ કરાવી શયન સારૂ પર્ણશય્યા તૈયાર કરી આપી.

યુવરાજ, પ્રિયતમાના ધ્યાનમાં નિમગ્ન થવાથી વનવાસ ક્લેશ તદ્દન ભૂલી ગયો. રાત્રિ ક્યારે થઇ રહેશે, શી રીતે મારાથી ત્યાં જવાશે, એ ચિન્તામાં નિમગ્ન થયો. ક્રમે નક્ષત્ર ભૂષિતા નિશા વિગત થઇ. પક્ષીઓએ કલરવ કરી દિગ દિગન્તે પ્રસ્થાન કર્યું. ચક્રવાકે સમસ્ત રાત્રિ દુઃસહ વિરહ યન્ત્રણા સહ્ય કરી પ્રભાતે પરસ્પરનામેળાપના ઉદ્દેશથી ગમન કર્યું. કુમુદનાથ, કુમુદિની વિરહથી મલિન થઇ પશ્ચિમાચળ વિષે જવા લાગ્યો. મલિની કમલિની, દિનમણિ સન્દર્શનથી સાનન્દ થઇ સ્વામીને દુઃખ વૃતાન્ત કહેવામાં પ્રવૃત થઈ. સુર્ય—"પ્રિયે કમલિની! તને કોઇએ કંઇ કહ્યું છે બોલ, જો કહ્યું હશે તો આજ તેનો ગર્વ ખર્વ કરીશ, એમ બોલી ક્રોધથી રક્તવર્ણ થઇ ઉદય પામ્યો." હંસ સારસ વગેરે જળચર પક્ષીઓ પદ્મિનીને પ્રાપ્ત થયાં. કોકિલ કુહુ કુહુરવ કરવા લાગી. નાના વિધ પુષ્પે પ્રસ્ફુટિત થઇ પોતાની સૌગન્ધે સર્વ દિશાઓને આમોદિત કરી મુકી. લીલા કુમળા ઘાસપર પડેલા ઝાકળનાં બિન્દુ મુક્તાકલાપની માફક શોભા આપવા લાગ્યાં. થોડે થોડે પૃથ્વી કલરવથી પરિપૂર્ણ થઇ. અને સુર્ય પણ ધીમે ધીમે પ્રકાશમાન થયો. યુવરાજ ઉપેન્દ્રસિંહ, અશ્વારોહી થઈ પ્રિયતમા તિલોત્તમાના ઉદ્દેશે સન્યાસીએ બતાવેલા રસ્તે વિદાય થયો.

## પ્રકરણ ૬ ઠું.

## યુવરાજનો રાજ્ય કન્યા તિલોત્તમા સાથે વિવાહ.

તિલોત્તમાને નામે યુવરાજ જ્ઞાન રત્ન પ્રાપ્ત કરતાં, જુદા જુદા સ્થળની શોભા નિરખતાં નિરખતાં વન વિભાગ પાર ઉતર્યો; અને થોડાક દિવસમાં અશ્વને નચાવતો થેકાવતો માન્દુસર આવી પહોંચ્યો. ઉપેન્દ્રસિંહ નગરમાં પ્રવેશ કરી જુવે છે તો, રાજા રૈયતના મકાનની પીછાન ભાગ્યેજ પડતી. છતાં પુછતો પુછતો રાજભવન આગળ આવી પ્હોંચ્યો. રાજભવનની શોભા જોઇ પોતાના રાજભવનની શોભા ભૂલવા લાગ્યો. આ અ-

વશરે મનોલોભાનામની એક મનોલોભા રમણી રાજભવનમાંથી ઉઘાડે મુખે બ્હાર આવતી હતી, તે આ અપરિચિત્ યુવકનું અલૌકિક સૌન્દર્ય અવલોકન કરી આ કંઇ સામાન્ય મનુષ્ય નથી એમ જાણી વિનય વચનથી કહેવા લાગી,—

"મહાશય ! આ નગરી વિષે આપનુ પધારવુ કેમ થયું છે ?"

યુવ૦—"યથા નિમિત્ત."

મનો૦—"યૌવનકાળમાં યથામતિ પર્યાણ એ તો ક્ષત્રિયનું કાર્ય;"

યુવ૦—"હા, તે વિના કોણ હિમ્મત ધારે."

મનો૦—"આપનું નામ શું ? કોના પુત્ર ? ક્યાં નિવાસ ?"

યુવ૦—"હમણાં તેના ઉત્તર દેવાની જરૂર જોતો નથી."

મનો૦—"જેવી આપની મરજી."

મનોલોભા વિનયથી પુછવા લાગી કે આપે મુકામ ક્યાં કર્યો છે ? જો ક્યાંય ન કર્યો હોય તો કૃપા કરી મારી વાડીએ પધારો. ત્યાં આપ સુખેથી રહેજો. હું સર્વદા ચરણ કમળની સેવા કરીશ અને સુખી થઇશ. તેમજ રાજ દરબારમાં આપને કંઇ કામ હશે તો મારા તરફથી જે કાર્ય બનશે તે કરીશ. યુવરાજ મૃદુ ભાષિણી રમણીના મધુમય વાક્યથી પરિતોષ લાભ કરી તેના નિવાસ સ્થાન તરફ ચાલ્યો. મનોલોભાએ એક સારા પાથરેલા પલંગપર બેસાડી જળપાન દીધાં. અને રસોઈ તૈયાર કરવા માંડી. એટલે યુવરાજ સ્નાનાદિ કાર્યમાંથી નિવૃત થઇ ભોજનપાટ પર આવી બેઠો. ખાનપાનથી સંતોષ પામેલો યુવરાજ પોતાની અથઇતિ વાર્તા કહેવા લાગ્યો. મનોલોભા યતપરોનાસ્તિ સંતોષ પામી તેની મનોવાસના જેથી પુર્ણ થાય તે બાબતમાં વિશેષ યત્નવતી થઇ. યુવરાજે, મનોલોભાની સ્હાયતાથી, વિવિધ કાવ્ય કૌશલ, મનોહારિણી કવિત્વ શક્તિના પ્રભાવથી અને પ્રગાઢ પ્રણય સૂચક પત્રિકાના પરાક્રમથી રાજબાળા તિલોત્તમાનું મનોહરણ કર્યું.

એક દિવસ મનોલોભા દ્વારા બન્નેને સામ સામી દર્શન થયાં, જોકે તેમને દૂરથી દર્શન લાભ થયો પણ તેમનો પ્રાણ દૂર રહ્યો નહિ, દર્શન માત્રથી ઐક્ય થયો. આ પ્રમાણે અરસપરસ દર્શન કરી સ્વસ્થાને પ્રસ્થાન કર્યું તિલોત્તમાએ તેને પોતાના મનમાં પતિત્વે પશંદ કર્યો. પ્રીતની રીત દાં-

કી રહે નહિ. ક્રમે આ વાત મહારાણી પાસે જવાથી મહારાજને તેમણે જાહેર કરી. નૃપતિ પ્રધુમ્ને આનન્દથી વિવ્હળ થઈ મનોલોભાના વાસગૃહથી યુવરાજને બોલાવી દુહિતાની સાથે મહા સમારોહે વિવાહ કર્યો અને તે વૃતાન્ત સોમવતીમાં પ્હોચાડયો.

વૃદ્ધ રાજા તારાનાથ બહુ દિવસે પુત્રનો મંગળ વૃતાંત શાંભળી અતુલ આનન્દમાં ડોલવા લાગ્યો.

પ્રિયત્તમા તિલોત્તમાના સહવાસથી યુવરાજની દિનયામિની અશેષ સુખે જવા લાગી. યુવરાજ પ્રિયાની સાથે વિવિધ વનલત્તા વેષ્ટિત લત્તાગૃહોમાં સમયોચિત્ત મનોમત્ત ક્રીડા વૈભવ ભોગવી ગીષ્મકાળ ગાળવા લાગ્યો. કોઇ વખત આલોહિત નધર પલ્લવથી પરિપૂર્ણ શાખાએ શાખારૂઢ વિવિધ વિહંગમના સુમધુર કલરવથી શબ્દિત દિશાનો આશ્રય કરી મધ્યાન્હકાળ નિવારણ કરવા લાગ્યો. કોઇ વખત મૃદુ મૃદુ આનન્દોલિત મનોહર અંજન સદૃશ જીવનોપરિ અર્ધા ફૂટેલાં રક્ત કમળ, લીલાં કમળ, કુમુદકલ્હાર વગેરે પદ્મ અને તેના સહચર હંસ, સારસ, ચક્રવાક વગેરે ઉદ્કલોલ પક્ષી, સરોવર તીરે વૃક્ષ છાયા નિચે શિલાતળપર બેસી સરોવરની શોભા અવલોકન કરતાં કરતાં ત્રણ પ્હોરકાળ ક્હાડવા લાગ્યો. કોઇ વખત મલયાનિલથી વિકંપિત, મનોનયનનું પ્રીતિપ્રદ, નાના પુષ્પથી પરિપૂર્ણ શાખાઓથી છવાયલા વિનોદોધાનમાં ભ્રમણ કરતાં સાયકાળ ગુજારવા લાગ્યો.

---

## પ્રકરણ ૭ મું.

## તિલોત્તમા સગર્ભા.

આ રીતે ઘણોક કાળ રાજવૈભવની રમત ગમતમાં રાજબાળા તિલોત્તમા સાથે ગુજાર્યો, ત્યારપછી ઘણેક દિવસે પ્રધુમ્ન સુતા તિલોત્તમાએ યુવરાજના આનન્દ વર્દ્ધન ગર્ભ ધારણ કર્યો. સુમુખી રાજબાળાનું ગર્ભ લક્ષણ અવલોકન કરી ઉપેન્દ્રસિંહના આનન્દની સીમા રહી નહિ. યુવરાજ, પ્રથમ પ્રિયાનું, સામાન્ય શારીરિક કષ્ટ જોઇ સાઅતિશય નિરાનંદ થતો પણ આ વખતે પોતાની પ્રિયાનું કલેશકર ભયંકર કષ્ટ અવલોકન કરી આનન્દ સાગરમાં નિમગ્ન થતો. પ્હેલાં જેને અમૃત સ્વાદ પરિપૂરિત ખાદ્ય

પદાર્થથી સંતોષ થતો નહિ તેને આ ક્ષણે મૃતિકા અને ખટાશ મળવાથી પરમ સંતોષ થાય છે. પ્હેલાં જેને દુધની ફેણુ જેવી ઉજ્જવળ શય્યાથી સંતોષ થતો નહિ તેને હવે કપડુ પાથરી ભૂમિપર શયન કરવાથી કલેશ થતો નથી. જેને પ્રથમ ક્ષણકાળ પણ અલંકાર વિહીન દેખી શકતા નહિ, તેને હવે અલંકાર સજવા રૂચતા નથી. પ્હેલાં જે સામાન્ય દુરગંધ આવવાથી વારંવાર શરીર તરફ સદુઃખે દષ્ટિપાત્ કરતી તે આ વખતે સંપૂર્ણ દુરગંધ દેખી દુઃખિત થતી નથી દિવસ ગણતાં માસ થયા, એક માસ બે માસ કરતાં ગર્ભની પૂર્ણાવસ્થા થઇ.

આ વખત તારાનાથની સહધર્મિણી અકસ્માત ભારે પીડાથી પીડિત થઇ, તેથી મહારાજ તારાનાથે પુત્ર અને વધૂને તેડવા સારૂ અવિલંબે માન્દુસર દૂત મોકલ્યો. દૂત માન્દુસરમાં કષ્ટ નિવારણ કરતાં કરતાં સત્વરાએ આવી પ્હોચ્યો. મહારાજ પ્રદ્યુન્ન અને ઉપેન્દ્રસિંહને ચરણે મસ્તક નમાવી કહ્યું કે—" મહારાજ તારાનાથે કહાવ્યું છે કે માતુ પ્રમદા એકરમાત્ માંદાં થઇ ગયાં છે, માટે અત્રે આવવું." આ શોકજનક વૃતાંત સાંભળી યુવરાજે પોતાની પ્રિયતમાને સાથે લેઇ રાજધાની તરફ જળ માર્ગે જવા ઇચ્છા બતાવી. તેમણે બતાવેલી ઇચ્છાનો અવિલંબે સત્કાર કર્યો; સત્કાર થતાં તમામ તૈયારીઓ થવા લાગી. તૈયારીનો સંવાદ મળતાં યુવરાજ પ્રિયતમાનો હસ્ત ઝાલી ઉભો થયો; અને નૌકા આગળ આવી મહારાજ પ્રદ્યુન્નને દંડવત્ પ્રણામ કરી નૌકામાં બેઠો. નૌકા અંદર પેસી ચારે બાજુએ તપાસવા માંડયું તો તે મણિ માણિક્ય પ્રવાલાદિ રત્નથી પરિપૂર્ણ; વળી તેમાં અમૃત સ્વાદથી પરિપૂર્ણરિત ખાધ્ય પદાર્થની ન્યુનતા નહોતી. બેસવાની બેઠકો, હવા ખાવાના અને શત્રુઓને માર મારવાના બુરજો અને રાજ્ય યોગ્ય શય્યાની ખોટ નહોતી. આવો વૈભવ જોઈ યુવરાજ સાતિશય ખુશી થયો. આજ્ઞા થતા નૌકા ચલાવવાનો આરંભ થયો. આગળ પાછળ સૈન્ય નૌકામાં બેઠેલું હોવાથી નદિનું જળ દૃષ્ટિએ પડતું નહોતું; મધ્ય ભાગમાં રાજા,. આહા! સૈન્યગણથી વિભૂષિત નૃપતિ વડે સરિતા અદ્દભૂત મનોહારિણી દેખાવા લાગી. પ્રદ્યુન્ન, જામાત્રને વિદાય કરી રાજભવનમાં આવ્યો. એક ગ્રીષ્મ રૂતુનો જ્યેષ્ટ માસ; ગ્રીષ્મના પ્રબળ તાપથી તમામ સ્થાનક કિલષ્ટ લાગવા લાગ્યાં. પણ નૌકા પથે પ્રવાશ કરતાં યુવરાજને તાદ્દશ દુઃખ થયું નહિ. બે દિવસ નૌકા વગર આફતેસડસડાટ પવન માફક ચાલ્યું, ત્રીજા દિવસની

રજનીના બીજા પ્હોરે એકસ્માત્ એક પ્રબળ બાબાકોરું થયું અને ચોગરદમથી પાણી ફૂઝાવા લાગ્યું. નૌકામાં પાણી ભરાવા માંડયું; રાધણું છિન્ન ભિન્ન થતાં રૂદનનો કોલાહળ અને ઇશ્વરોપાસના થવા લાગી, નૌકામાં પાણી ભરાયું અને ભર નદીમાં બોંયે બેઠું. કોણ કયાં ગયું તેની ખબર કંઇ રહી નહિ, થોડીવારમાં સહેજસાજ સંભળાતા કરૂણ સ્વરો બંધ થઇ ગયા. પરંતુ યુવરાજ ઉપેન્દ્રસિંહ તરવામાં બહાદૂર હતો, પોતાની પ્રિયતમાને ખરડાપર બેસાડી પલક માત્રમાં અવલમ્બન કરી તીરે ઉતર્યો. જે ઠેકાણે ઉતર્યો તે ઠેકાણે સોબતીઓની તજવીજ કરી, પણ માત્ર હરિમોહિની નામની પરિચારિણી સિવાય બીજું કોઇ મલ્યું નહિ યુવરાજે એક તરૂવર નિચે કાળ રાત્રિ ક્હાડી, દરમીઆન પાસે બાકી રૂહેલાં વસ્ત્ર ભીંજાઈ ગયેલાં નિચોવી તરૂવરની શાખા પર સુકવ્યાં, પ્રભાત થયો; એટલે બન્ને નારીઓને સાથે લેઇ સ્વનગર જવાના ઉદ્દેશથી ચાલવા લાગ્યો આ વખતે કોઈ નિમિત્તે હાજર રહેલા કૃષ્ણદાસ નામે મુખ્ય સેનાપતિને ખબર પડવાથી ઉપેન્દ્રસિંહ વગેરેને બહુ રીતે શોધ્યાં, પણ પત્તો લાગ્યો નહિ. આ ખેદ યુક્ત સમાચાર માન્દુસર તથા સોમવતીએ પ્હોંચાડયો. વૃતાંત સાંભળતાંજ બન્ને સ્થળે હાહાકાર વર્ત્તી રહ્યો.

આ તરફ યુવરાજ વિશ્રામ ન કરતાં સોમવતી નગરી તરફજ જવા લાગ્યો, અને જોત જોતામાં એક વિશાળ પ્રદેશમાં આવી પ્હોંચ્યો. દિનમણિ ઉદય પામી ગગન માર્ગમાં ધીમે ધીમે આકાશ પંથના મધ્ય સ્થળમાં આવ્યો, ગ્રીષ્મ રૂતુનો બીજો પ્હોર; પ્રચન્ડ સૂર્ય મયુખમાળા વિસ્તાર કરી ધરાતળ બાળવા માંડયું. પાંશુરાશિ સૂર્ય કિરણવડે અગ્નિ કણવત્ થઇ રહ્યો, પૃથ્વીપર પગ મુકાય નહિ. આ દુર્ગમ પ્રદેશમાં વૃક્ષાદિ કશું નહોતું કે જેની છાયામાં વિશ્રાન્તી લેવાય. ચારે દિશાઓ ધૂ ધૂ કરે છે. માયાવિ મૃગજળ પોતાની માયાજાળ વિસ્તારી તૃષાતુર હરિણીઓના પ્રાણ હરે છે. વચ્ચમાં વચમાં ચાતકના સ્વરથી દિશાઓ પ્રતિધ્વનિત થાય છે. નૃપતિ આ ભયાનક સમયમાં પ્રિયાની સાથે દુર્ગમ્ય પ્રદેશના મધ્ય ભાગમાં આવી પ્હોંચ્યો. સૂર્ય કિરણથી અંગ દગ્ધ થવા લાગ્યું. પૃથ્વીપર પગ સરખો પણ મુકવો કઠિન પડે. પસિનાથી સર્વાંગ ભીંજાય; વદન સુધાકર સુકાય અને કંઠ શોષાઈ જાય; સસત્વા રાજમહિષી તિલોત્તમાનું મુખ કમળ મ્લાન થયું.

# પ્રકરણ ૮ મું.

## તિલોત્તમાને પુત્ર રત્ન પ્રાપ્તિ.

પિપાસાતુરા રાજબાળા વારંવાર રાજપુત્રનું મુખાવલોકન કરવા લાગી. રાજપુત્રીનું કટાક્ષ અવલોકન કરી ઉપેન્દ્રસિંહનું હૃદય વિદીર્ણ થવા લાગ્યું. આ પ્રમાણે મહાકષ્ટથી નવિન સગંભા સાથે દુર્ગમ પ્રદેશ અતિક્રમ કરી બન્ને નગરોની મધ્યેના અરણ્યમાં આવ્યો જેમ હંસી માનસરોવરથી ચાતિકિની નવા નીરથી, અને તૃષાતુર હરિણી સરિતા દર્શનથી પ્રફુલ્લિત થાય, તેમ પૂર્ણ ગર્ભા તિલોત્તમા વૃક્ષ છાયા દર્શનથી પ્રફુલ્લિત થઇ. તિલોત્તમા મનમાં વિચાર કરવા લાગી કે વૃક્ષ છાયાથી કંઇક કષ્ટની શાન્તિ થશે; પણ તેની એ આશા દુરાશા રૂપે પરિગણિત થઇ, તે તરૂ નિચે આવે છે એટલામાં ગર્ભ વેદનાનો સંચાર થવા લાગ્યો. મહામતિ યુવરાજ પ્રિયાની ગર્ભ વેદના જોઇ ભયથી જડ સડ થયો અને મન મધ્યે નાના પ્રકારની અનિષ્ટ કલ્પના કરવા લાગ્યો. દુર્ભાવનાથી મુખ કમળ મ્લાન થઇ ગયું અને ગર્ભ વેદના જોઇ બન્ને આંખોથી દડદડિત ધારા વ્હેવા લાગી. આ પ્રમાણે થોડોક વખત ગયા પછી રાજમહિષી તિલોત્તમા, રાજલક્ષણ સમ્પન્ન, નૃપતિ કુલ વર્ધ્ધન એક સન્તાનનો જન્મ આપી મૂર્છિત થઇ. નવ કુમાર નવપલ્લવ દ્વારા વ્યજન કરવા લાગ્યો. ક્ષણકાળ પછી રાણી જાગૃત થઇ, રાણીને સંજ્ઞા પ્રાપ્ત થયા પછી વિશુષ્ક કંઠે ગદગદિત વચને બોલી–નાથ! "કિન્ચિત જળ આપી મારા જીવની રક્ષા કરો." યુવરાજે કહ્યું,—"પ્રાણાધિકે! તમારા ચૈતન્યોદયની સાથે મારો ચૈતન્યોદય થયો છે. તે પૂર્વે હું જીવિત કે મૃત હતો તેની કંઇ ખબર નથી. તું પુત્ર રત્ન ખોળે લેઇ બેસ, હું જળ શોધવા જાઉછું. એમ બોલી નૃપતિ વન મધ્યે પ્રવેશ કરી ફરતાં ફરતાં એક મનોહર સ્થળે આવ્યો, તેના મનોહારિત્વ દર્શનથી વિમોહિત થયો અને એમ ભ્રમણા થઇ કે પોતે ખરેખર કોઇ નાટયશાળામાં પ્રવેશ કર્યો છે. ખરેખર તે ભ્રમણા નહોતી પણ તે વન અને નાટયશાળામાં કંઇ પ્રભેદ નહોતો; વિશાળ શાખી શાખા સકળ પરસ્પર એકત્ર થઇ મોટા સ્તંભ વાળી નાટયશાળામાં પુષ્પાભરણ ભૂષિતા લત્તાવધૂ, મદમત્ત અલિ કુલની ગુન્ ગુન્ ધ્વનિ, સુમધુર કર્ણ તૃપ્તિકર વાજીંત્ર અને નવદુર્વાદળે મરકતમણિ નિર્મિત સિંહાસનનું કામ સાર્યું હતું. નૃપતિ જે દિશાએ જાય છે તે દિશાથી જળકણા સંયુક્ત મારૂત

પ્રવાહિત થઇ અંગ શીતલ કરતો હતો. યુવરાજ આથી સમજ્યો કે નજી-
કમાં કોઈ જળાશય છે. તેથી તે દિશાએ ચાલવા લાગ્યો; અને જોત જો-
તામાં એક સુરમ્ય સરોવર તટે આવ્યો અને તેની મનોહારિણી શોભાથી
મોહિત થયો. સરોજિની, યુવરાજને આવતો દેખી આનન્દથી હાસ્ય કરવા
લાગી. અલિકુલ ગુનૂ ગુનૂ કરી યુવરાજની જયઘોષણા કરવા લાગ્યું. હંસ,
સારસ વગેરે જળચર પક્ષીઓ કલરવ દ્વારા તેના આગમન કાર્ય માટે જી-
જ્ઞાસુ થયાં. નીલવર્ણું કમળ સર તરંગમાલા દ્વારા આલિંગન દેવા ખડાં થયાં.
નૃપતિ સ્થિર આંખે ચારે દિશાએ નિરિક્ષણ કરતો હતો, તેવામાં જોવામાં
આવ્યું કે એક વિદ્યૂત્‌વર્ણા કામિની સરોવરના બીજા આરામાં સહચરીઓ
સાથે મનાનન્દે જળ ક્રીડા કરે છે. વિચાર કરે છે કે આતે કોઇ કિન્નરી,
ગાંધર્વિ, યક્ષણી, અપ્સરા, દેવાંગના કે કોઇ રાજ્યકન્યા આવી હશે. જળ
ક્રીડા કરતાં કરતાં તે કામિનાં ચક્ષુ, યુવરાજનાં ચક્ષુ સાથે જોડાવાથી વિ-
મોહિત થતાં તેનું હરણ કરવા વિચાર કર્યો. નૃપતિનું વામ નેત્ર ફરકવા
લાગ્યું; તેથી વિપદ આશંકા કરી શીઘ્રતાથી પદ્મપત્ર જળ માટે નિર્માણ
કરી તેમાં જળ ભરી પાછો ફરવા લાગ્યો, તેવામાં તે રમણીએ પોતાના
સમી એક સખી દ્વારા પુષ્પમાલા ચૈતન્યહારક પદાર્થ સંયુક્ત કરી ઉપહાર
દાનાર્થે યુવરાજની પાસે મોકલી. ચતુરા સખી તેની પાસે જઇ સહાસ્ય
વદનથી બોલી—" મહાશય! અમારાં બા સાહેબે આપને આ પુષ્પમાલા
ઉપહાર કરી છે, તે કંઠમાં ધારણ કરી અમને કૃતાર્થ કરો. આપ સંપૂર્ણ
રીતે અમને અપરિચિત, તેમજ સ્ત્રી લોકના સન્માનની અગ્રે રક્ષાકરવી ઉ-
ચિત એ વિવેચનાથી ગ્રહણ કરવા આજ્ઞા છે." આ વિષયમાં યુવરાજે અ-
નિચ્છા બતાવી. પણ ચતુરા સખી જોત જોતામાં અતિ સાવધાને
પુષ્પમાળા તેના કંઠમાં પેહેરાવી ચપળાની માફક ચાલી ગઇ. તે ભયંકરી
માળાની ગંધે યુવરાજની નાસિકામાં પ્રવેશ કર્યો, તેથી યુવરાજ ઉપેન્દ્રસિંહ
જલાવતરિકામાં કલેવર અર્પણ કરી હાલ્યા ચાલ્યા વગર અચેત થઇપડયો.

## પ્રકરણ. ૯ મું.

## તિલોત્તમાનો પતિ આગમન વિલંબે શોક.

આ તરફ પથશ્રાન્તા ગર્ભ યન્ત્રણા ક્લિષ્ટા તિલોત્તમા પુત્ર રત્ન ખોલે

બેઇ વૃક્ષના થડને અઢેલી નિદ્રિત થઇ. નિદ્રાવસ્થામાં સ્વપ્ન આવ્યું કે, જાણે એક મહાપુરૂષ સન્મુખ આવી કહે છે; "એ તિલોત્તમે! તમારા જીવનનું સર્વસ્વ યુવરાજ ઉપેન્દ્રસિંહ મૂર્છિત થયો છે." આ વાક્ય સાંભળી બોલી, હા—"નાથ! ક્યાં ગયા." એમ બોલી નિદ્રામાંથી ઉઠી આજુબાજુ જોવા લાગી પણ કોઇ દીઠામાં આવ્યું નહિ. પ્રાણાધિકને શોધવા નિમિત્ત ઉઠી. એક સુકા પત્ર પર પાનના રસથી "આ નવ પ્રસૂત સન્તાન; સોમવતીનાથ યુવરાજ ઉપેન્દ્રસિંહના ઉપર જે દયાવાન્ હોય તેણે આનું રક્ષણ કરવું." એ વાક્ય લખી પુત્રના પછવાડે મુકી, બોલી, પુત્ર રત્ન તને હું પરમ-પિતાના પદ તળમાં અર્પણ કરી પતિને શોધવા જાઉછું. "હે જગદિક વાન્છનીય પૂર્ણાનન્દ પરમેશ્વર! હે સૃષ્ટિ સ્થિતિ મંગળના આદિ કારણ! હે જીવલોક પ્રતિપાલક! હે અપાર કરૂણાનિધાન! હું આ નવ પ્રસુત સન્તાનને આપના જગજ્જન વાન્છનીય શ્રી પાદ પદ્મ અર્પણ કરૂછું" આ ક્ષણે આપ આપના સન્તાનની રક્ષા કરો. હું તેનો પરિત્યાગ કરી જાઉછું. હવે આપ વિના બીજા કોઇની સ્હાયતા રહી નથી. હે ભક્તજન પ્રાણવલ્લભ! આ હતભાગિણી સન્તાન લેઇ વનમાં જાય તો વ્યાઘ્રાદિ હિંસક પ્રાણીથી પ્રાણાધિક પ્રિય પુત્રનો વિનાશ થાય; એવી આશંકાથી આ અરણ્ય પ્રદેશમાં આપને સોંપી જાઉછું. આપ કૃપા કટાક્ષ નાંખી દાસીના સર્વસ્વ ધનનું રક્ષણ કરજો. હે સર્વજ્ઞ સર્વ સન્તાપ વિનાશન! જો મેં કાય મનો વાક્યથી આપની આરાધના કરી હોય, જો પતિ મુખ વિના અન્ય પુરૂષનું મુખ દીઠું ન હોય તો મારા આ પ્રાણાધિક પુત્રનો કોઈ વિનાશ કરશો નહિ. હે કરૂણામય જગદીશ! આ સુકુમાર કુસુમ—કોમળ પુત્રના પ્રતિ કિન્ચિત કરૂણા કરી મન્દ ભાગિણીની મનોવાન્છા પૂર્ણ કરો. હે મહિમાર્ણવ પરમાત્મન્! આપ તમામ જીવની ગતિ મુક્તિ છો, તો આ સન્તાનની રક્ષા કેમ નહિ થાય? આપનો અપાર મહિમા સ્થળમાં, જળમાં, ગગનમાં ચન્દ્ર, સૂર્ય, ગૃહ નક્ષત્રાદિ દ્વારા સ્પષ્ટ રૂપે પ્રકાશે છે. ત્યારે મારા સન્તાન પ્રતિ કેમ નહિ પ્રકાશ પામે. હે પરાત્પર પરમવસ્ત! આપની કરૂણા, દયા, મમતા અને મંગળાકાંક્ષા સર્વદા અપાર; તેના કણામાત્ર કિર્તન કરી કૃતાંજલિપૂટે પ્રાર્થના કરૂછું કે પ્રિયપુત્રને ચરણારવિન્દમાં કિન્ચિત સ્થાન આપજો; આ વાત બોલતાં બોલતાં તેનો દુઃખ સાગર ઉલટયો; અશ્રુથી છાતી ભરાઈ ગઇ. ધ્રુજતાં ધ્રુજતાં સ્તન પાન કરાવી, પુષ્પાન્જલિ પ્રદાનની માફક પુત્ર-કુસુમ પરમ પિતાના પાદ તળમાં અપણ કરી પરિચારિણીને પાસે બેસાડી

સ્વામી શોધવા ચાલી નિકળી. ભમતાં ભમતાં પૂર્વોક્ત સરોવર તટે આવી સરોવરની ચારે દિશાએ નિરક્ષણ કરવા લાગી. નિરિક્ષા કરે છે એટલામાં ઘાટની એક બાજુએ કેટલીક સ્ત્રીઓ સ્નાનાન્તે વસ્ત્ર પરિધાન કરે છે; એમ જોવામાં આવ્યું. એક તરફ કેટલાક જળચર પક્ષી કલરવ સહકારે કેલી કરે છે. બીજી તરફ મદન મોહન રૂપ ધારી એક પુરૂષ જળાવતરણિકામાં દેહભાર સમર્પન કરી પડયો છે. મારૂત હિલ્લોલે ગાત્રાન્સુક સ્વસ્થાનથી ભ્રષ્ટ થયાં છે. વળી તે સાવધાન પણ નથી. તિલોત્તમા તેને જોઇ મનમાં ચિન્તા કરવા લાગી કે, "યુવરાજ ઉપેન્દ્રસિંહ જળ લેવા સારૂ આવેલા તે કેમ નિદ્રિત છે, વારૂ ! જઇને દર્શન કરૂં." એમ બોલી પાસે ઉભી રહી જુવે છે તો ખરે પ્રાણપતિને પડેલો દીઠો, અને પદ્મ પત્ર નિર્મિત જળપાત્ર સન્મુખ પડયું દીઠું રાજબાળા મહારાજને નિદ્રિત વિવેચના કરી સુમધુર સ્વરે બોલવા લાગી,—"હે નાથ! ઉઠો, આપની દાસી તિલોત્તમા આવી છે, ઉઠો. પ્રભો! દાસી માટે આપની આવી દુરાવસ્થા થઇ છે!" હા !વિધાતઃ પૂર્વે જે દુધના જેવી ઉજ્વળ શય્યામાં પોઢતા તેમણે આજ ભૂમિ શયન કર્યું છે!! પ્રાણનાથ! ઉઠો, સાવધ થાવ, પ્રાણવલ્લભ! આપની ચિરાનુગત દાસી તિલોત્તમા આવી છે, ઉઠો, ભૂમિ શય્યાનો ત્યાગ કરો, એમ કહી વારંવાર બોલવા લાગી; પણ કંઇ ઉત્તર મળ્યો નહિ. પ્રત્યુત્તર ન મળવાથી ભય વિહ્વલા હરિણીની પેઠે તેની પાસે જઇ કર પલ્લવથી કલેવર હલાવી બોલાવા લાગી. તથાપિ કંઇ ઉત્તર મળ્યો નહિ; હસ્તપાદ વગેરે અંગ જે સ્થાને મુકે તે સ્થાને પડી રહે, તોપણ આતુરતાથી વારંવાર બોલાવા લાગી; પણ કંઇ ઉત્તર દીધો નહિ. હવે નકકી સમજી કે પ્રાણપતિ પરલોક સધાવ્યા છે આથી તેનો શોક સાગર ઉભરાયો, ધૈર્યતા ગઈ, જ્ઞાન નાશ પામ્યું અને સંસાર શુન્યમય દેખાવા લાગ્યો. તિલોત્તમા ક્ષણકાળ સ્તબ્ધ થઈ ઉભી રહી, ત્યાર પછી પોતાનો કર પલ્લવ સ્વામીને ઉશીકે મુકી સજળ નયનથી મુખેમુખ સમર્પણ કરી મનાવવા વિલાપ આરંભ કર્યો. કે હૃદય વલ્લભ! આપની મન્દભાગિણી પાપિણી તિલોત્તમા આવી છે, એકવાર નેત્રોન્મીલન અને સ્નેહમય દૃષ્ટિ કરી તેનો (પોતાનો) તાપિત પ્રાણ શીતલ કરો. બોલનો પ્રત્યુત્તર આપો. આપનું વદન સુધાકરથી અમૃતમય વાક્ય સંભળાવી શ્રવણ ચરિતાર્થતા લાભ કરાવો. અરે નાથ! મૌન્યવૃત્તનો પરિત્યાગ કરો. શ્રી ચરણમાં જો કંઇ અપરાધ થયો હોય તો, દાસીપ્રતિ દયા કરી ક્ષમા કરો. પ્રભો! આપ પાખે બીજુ કશું જાણ્યું નથી; મેં માતા

પિતા, બન્ધુ બાન્ધવ, અને સખી જન કોઈની કંઇ વાત ન માનતાં આપની વાતનો સત્કાર કર્યો છે; મારો પરિત્યાગ કરી ક્યાં જશો? આ નિષ્ઠુરતા ક્યાંથી શિખ્યા? આવા કપટનો ક્યાંથી અભ્યાસ કર્યો? અથવા કપટ પ્રણયિનીના પ્રણય પાસથી બદ્ધ થઇ અનિચ્છુક થઈ કેમ મારો પરિત્યાગ કરી બેઠા? હે રમણ! આપ એક દિવસ નિર્જ્જનમાં બોલ્યા હતા કે પ્રિયે! "હું કોઇ દિવસ મારી આંખથી તને અલગી નહિ કરૂં, જ્યાં જઇશ ત્યાં સાથે લેઈ જઇશ, તે વચન આ ક્ષણે કેમ મિથ્યા કર્યું?" મને કોને હાથે સોંપીને જાવ છો? મારા કરતાં વિશેષ પ્રિયજન આપને કયાં મળશે? હે તિલોત્તમાનું જીવન સર્વસ્વ! ત્વરાથી મને આપના ભેગી કરો. સુરલોકવાસિની દેવાંગનાઓ મારી પેઠે આ પ્રમાણે આપની સેવા કરી શકશે નહિ. ત્વરાથી ગ્રહણ કરો, હવે વિલંબ કરો નહિ. હે કામિની જનરંજન! મારી વાર્તા શાંભળી દીર્ઘ નિદ્રા પરિત્યાગ કરો, અને ગર્ભ વેદના સમયે જે પ્રમાણે અન્ચળાથી મારાં અશ્રુજળ માર્જન કર્યાં હતાં તે માફક આ ક્ષણે એકવાર અશ્રુજળ માર્જન કરો. એક વાર તો મારી સામે જુવો, આપની તિલોત્તમાના યુગલ નયનમાંથી પડતાં અનર્ગલ અશ્રુજળ વિસર્જન કરો. અરે નાથ! પ્રત્યુત્તર આપવા કેમ વિમુખ થયા? એકદમ આ લોકનો પરિત્યાગ કરી પરલોક વ્હાલું કેમ કર્યું? રે દુરાત્મન્ દુર્જ્જય પરસુખ વિમુખ જીવનાસ્તક! આ તેં શું કર્યું? મારા જીવનના જીવનને હર્યો ત્યારે મને કેમ ન હરી!! તારા મનમાં જ્યારે એમ હતું ત્યારે મારો સંહાર પ્રથમ કેમ ન કર્યો? સરલા રમણીને અલંકાર રહિત કરતાં તારા હૃદયમાં કેમ કરૂણાનો સંચાર થયો નહિ? રે કઠિન હૃદય! તું પ્રિયતમના શોકથી હજુ કેમ વિદીર્ણ થતું નથી; વજ્ર પ્રતાપથી પાષાણ વિદીર્ણ થાય, તેના કરતાં અધિક સહસ્રગુણે પ્રતાપશાળી પ્રિયતમના શોકથી હજુ કેમ તું વિદીર્ણ થતું નથી? અરે! અરે! તું પણ પાષાણ કરતાં વધારો કઠિણ. આ સન્તાપના પ્રભાવથી લોહ પિગળે, તે સન્તાપ કરતાં સહસ્ર ગુણથી શ્રેષ્ટ પ્રિયતમ શોક સન્તાપથી તું હજુ કેમ પિગળતું નથી.? તને ધન્ય!! રે કઠિણ પ્રાણ! બીજું શું, હવે તું મારા દેહથી દૂર ખસ. તમે જેના દેહમાં રહી નાના વિસુખ સંભોગ વૈભવ ભોગવતા હતા, તેની આ વખત તમે સુખ સામગ્રી હરી છે. હવે પછી તમે સુખના અધિકારી થવાના નથી. મને કેમ દુઃખ દો છો! તમે નિકળી જાવ; અને મને આ નવ વૈધવ્ય વેદના ભોગ અને દુર્વહ શોકભાર વહન કરતાં બચાવો. હે દારૂણ વિધિ! આપના મનમાં

આમ હતું ? મુજ લલાટ લેખ શું આવા લખ્યા હતા ? આપની અપાર કરૂણાનું આવું દર્શન ! આ વખત હું ક્યાં જાઉં, કોનું શરણ માગું કે મારા જીવનના જીવનને જીવનદાન દે; હા માત વસુંધરે ! તમે માગ આપો, હું તેમાં પ્રવેશ કરી સર્વ સન્તાપ દૂર કરૂં. હવે મારે જીવવાનું પ્રયોજન શું ? હા પિતા સરલ હૃદય પ્રધુન ! હા માતઃ હિતૈષિણી સુદેવી ! હા પ્રિય સખી હરિમોહિની ! તમારી પ્રાણપ્રિય તિલોત્તમાનું સર્વસ્વ નાશ પામ્યું છે, આવીને જુવો.

આ પ્રમાણે છુટે મુખે ઉચ્ચૈઃસ્વરે રૂદન કરતાં કરતાં શોક પ્રભાવથી મૂર્ચ્છા પામી ભૂતળે પડી; તે દરમીઆન પેલી રમણીએ આવી જેમ કોઇ જાણે નહિ તેમ યુવરાજ ઉપેન્દ્રસિંહને ઉપાડી લેઇ ચાલી ગઇ. જતાં જતાં બીજી બે ચાર સખીઓને કહેતી ગઇ કે,—" તમે આ રમણીને, જાગૃત થાય નહિ તેવી રીતે પરમ યત્નથી લેઇ જઇ; મારા બીજા વાસ ભવનની મનોહર શય્યામાં સુવાડી જાગૃત કરી સેવા શુશ્રુષા કરો." તેમણે જેવી બાસાહેબની આજ્ઞા, એમ બોલી આજ્ઞા પ્રમાણે કામ કર્યું.

---

## પ્રકરણ ૧૦ મું.

## ઉભય રાજાએ કરેલી શોધ.

આ તરફ ઉભય રાજાઓએ યુવરાજ ઉપેન્દ્રસિંહની વિપદ વાર્તા શાંભળી ચારે દિશાએ અનેક લોકને શોધ કરવા સારૂ મોકલ્યા. રાજા પ્રધુન આ વાતથી ઘણો દિલગીર થયો; રાણી પણ દુઃખ નિશ્વાસ પરિત્યાગ કરવા લાગી. પ્રજામાં પણ ભારે કોલાહલ થયો. જે લોકને શોધ સારૂ મોકલ્યા હતા તેઓ જળ માર્ગે અને ખુશકી માર્ગે વનેવન શોધી વળ્યા, પ્હાડ પર્વતોમાં ફરી વળ્યા; પણ કોઇ રીતે તેમનો પત્તો લાગ્યો નહિ. છેવટે વિમુખ મુખે પાછા ફર્યા અને મહારાજ પ્રધુનને સર્વ વિદિત કર્યું; મહરાજ પ્રધુનને બહુ ખેદ થયો. અને કઇ પણ કરતાં તેઓનો પત્તો ન લાગ્યો તેને માટે સર્વજ્ઞ પરમેશ્વરની પ્રાર્થના કરાવવા લાગ્યો અને જાતે પણ દૃઢ યત્નથી કરવા લાગ્યો.

વૃદ્ધ ભૂપતિ તારાનાથનો મોકલેલો સેનાપતિ બીરબલરાવ અનેક વ-

નોમાં ફરતો ફરતો દૈવયોગે એજ અરણ્યમાં આવી પ્હોચ્યો. દૂરથી સ્ત્રી વિલાપની ધ્વનિ તેના શ્રવણ વિવરમાં ગણગણાટ કરવા લાગી, અને તે ધ્વનિએ જ્યાં તે બાળક હતો ત્યાં દોર્યો. તે તે સ્થાને ગયો. જઇને જુવે છે તો એક સ્ત્રી નવ પ્રસુત બાળને લેઇ બેઠી બેઠી મોતીના જેવાં અશ્રુ બિન્દુ વિલાપના તાંતણે પરોવે છે. પાસે આવી પૂછ્યુ કે,—" અરે ! તમે કોણ છો ?" સ્ત્રી બોલી;—" મારૂં નામ હરિમોહિની; હું આ બાળા રાજાને સભાળતી બેઠી છું બાઇ, આપને કેમ પુછવું પડયું, " બીરબલરાવ બોલ્યો —" હરિમોહિની, હું મહારાજ તારાનાથનો સેનાપતિ; યુવરાજ ઉપેન્દ્રસિંહની શોધ સારૂં ફરૂં છું. " આ વાક્ય સાંભળી હરિમોહિની સાનન્દાશ્ચર્યમાં પડતાં જે પત્ર પર તિલોત્તમાએ લખ્યું હતું તે પત્ર તેમના હસ્તમાં મુક્યું. સેનાપતિ પત્ર વાંચી ખુશી થયો અને બોલ્યો, " હું આજ રત્ન શોધુ છું, પરમેશ્વરે તમારી ભેટ કરાવી એ મારા ભાગ્યની સફળતા. " પછી હરિમોહિનીએ તમામ વૃતાન્તનો માહિતગાર કર્યો એટલે શિશુપુત્રને લેઇ રાજધાની તરફ ત્વરાથી જવા લાગ્યો.

વૃદ્ધ રાજાને તમામ વૃતાન્ત કહી તે બાળક પુત્રને મહારાજના ખોળામાં મુકયો. મહારાજે આશીર્વાદ દીધો, " પુત્ર, દીર્ધાયુષિ હો. " થોડી વારમાં આખા નગરમાં આ વાત પ્રસરી ગઇ. વૃદ્ધ રાજા તેજ વનમાં પુત્ર વધૂની ખોળ કરવા લાગ્યો, પણ તેનો કંઇ પત્તો લાગ્યો નહિ.

---

## પ્રકરણ ૧૧ મું

## ચન્દ્ર શેખરની પુત્રીએ કરેલું હરણ

મહારાજ ! પેલા સરોવરથી થોડેક દૂર બે પર્વત છે. તે બે પર્વત વચ્ચેની ભૂમિ અતિશય ઉંચી છે; ત્યાં ગ્રીષ્મવર્ષાદિ ૠતુનો યોગ નથી. કેવળ ચિરકાળ વસન્તૠતુ એકાધિપત્યપણું ભોગવે છે. વસન્તના પ્રભાવથી તરૂલત્તા સકળ બાળ પલ્લવથી શુશોભિત, પુષ્પાભરણથી ભૂષિત અને ફળ ભારથી નિચાં નમેલાં; સર્વદા મનોલોભા શોભા સંપાદન કરી રહ્યાં છે, અલીકુલના ગુનૂ ગુનૂ સ્વરથી અને કોકિલ કુલના કુહુરવથી દિશાઓ પ્રતિધ્વનિત થઇ રહી છે. મલય પવન આજ્ઞાંકિત સેવકની પેઠે સર્વક્ષણ હાજર

રહે છે. આહા ! ઉકત અધિત્યકા કેવી સ્નિગ્ધ, શીતલ અને રમણીય. તે મુનિજનના મનને લોભાવે એવી શોભાવાળી ભૂમિપર કેટલાક મનુષ્ય વાસ કરી રહ્યા છે. ત્યાંના રાજાનું નામ ચન્દ્ર શેખર; તેની પત્નિ ગિરિજા નામની એક રમણીએ કાળ ક્રમે કિરણબાળા નામે એક કન્યાનો જન્મ આપ્યો છે, કન્યાએ દિવસે દિવસે શશિકળાની માફક વૃદ્ધિ પામી યૌવન સીમામાં પદાર્પણ કર્યો છે, યૌવનાગમનથીએ વિલાસિની કામિની, રમણીય પ્રદેશમાં ભ્રમણ, રમણીય સ્થાનમાં ગમન, રમણીય સરોવરમાં સ્નાન અને રમણીય વાક્યાલાપથી વખત વ્યતિત કરવા લાગી. મહારાજ ! આ વખતે પેલા સરોવરની વાત યાદ લાવો. આ રમણી તે રમણીય સરોવરમાં સ્નાન કરવા ગઈ હતી, ત્યાંથી તેણે યુવરાજ ઉપેન્દ્રસિંહને અપહરણ કરી આણ્યો છે. તે આ કિરણબાળાએ યુવરાજને સ્વગૃહમાં રાખી જાગૃત કર્યો. રાજા જાગૃત થતાં જોવા લાગ્યો તો વિવિધ વિલાસ વૈભવ યુક્ત અને નાનાવિધ ઉપજીવિકાથી પરિપૂર્ણ, દીપમાલાથી ઉદ્દીપિત એક દિવાન ખાનામાં સુવર્ણ પલંગપર સુતો છે; અને એક વિદ્યુત્‌વર્ણા શોળ વર્ષની રમણી સન્મુખે આવી ઉભી રહી મૃદુ મૃદુ હાસ્ય કરે છે. રાજા મનમાંને મનમાં વિચાર કરવા લાગ્યો કે, હું કેવું ચમત્કારી સ્વપ્ન દેખુ છું. થોડીવાર પછી ચક્ષુ મર્દન કરી, ના—આ ખરેખર અપરિચિત મન્દિર છે. કાંનું હશે? રાજાની નજર ઉભેલી કિરણબાળાના તરફ જતાં સવિસ્મયતાથી બોલ્યો, " શોભને ! મને આ મન્દિરમાં કોણે આણ્યો ? જો આપે મને પકડી આણ્યો હોય તો, છુટો કરો. હુ પ્રિયતમા તિલોત્તમા સારૂ જળ લેવા આવ્યો હતો; જળ લેઇ, ત્યાં જઈ પ્રિયાના તૃષિત હૃદયને શીતલ કરૂં. " કિરણબાળા બોલી,—" દેવ ! મેં આપને વિવાહ કરવા સારૂ હરણ કરી આણ્યા છે; જો આપ મારૂ પાણી ગ્રહણ કરશો તો પરમ સુખથી કાળગાપન કરવા પામશો. પછી જો તે પ્રમાણે નહિ કરો તો, બંધીવાન થઇ ચિરકાળ મારા ગૃહમાં રહેવુ પડશે. આ વાક્ય સાંભળી યુવરાજનો પ્રાણ ઉડી ગયો; સખેદથી બોલ્યો,—" દયા શીલે ! હું બીજી સ્ત્રી ગ્રહણ કરી શકીશ નહિ; ક્ષમા કરી મારો પરિત્યાગ કરો. શોભને ! આપની મનોવાંચ્છના મારાથી પૂર્ણ નહિ થાય. મારો દેહ, મન, પ્રાણ સમુદાય તિલોત્તમાને સોંપ્યો છે. હુ દત્તાપહારી થવાનો નથી. " એમ બોલી કેટલીક વાર સુધી. સ્તબ્ધ રહ્યો.

———

# પ્રકરણ ૧૨ મું

## દંપતિનો વિયોગ વિલાપ.

તિલોત્તમાને યાદ કરી વિલાપ કરવા લાગ્યો. અરે અનવદ્યાંગિ ! આ ઠેકાણે આવી દર્શન કર, તારો ચિરાનુંગત્ દાસ કેવી ઉત્કટ વિપદમાં આવી પડ્યો છે હા પ્રિયે તિલોત્તમે ! હા પ્રિયવાદિનિ ! તુ શું વિચાર કરે છે ! નિર્દય અને નિર્મમ કહી કેમ તિરસ્કાર કરે છે. અરે મધુર ભાષિણિ ! આવી દર્શન કર, મારો કંઇ અપરાધ નથી. હા ચન્દ્રાનને ! અદૂરદર્શી આ તારા ઉપેન્દ્રસિંહથી તારી આ સ્થિતિ થશે તેનો સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો ! હા પ્રિયતમે ! તમે મારા તરફની આવી આશા સુખ માટે રાખી હતી ? આ દુર્ભાગ્ય સુખનો આધાર નથી; મારામાં સુખ લેશ માત્ર નથી. હા વામાન્ગિ ! મેં તને ઘરથી શા માટે સાથે આણી, અને આણી તો આ દુઃસહ ગ્રીષ્મઋતુમાં દુર્ગમ પ્રદેશમાં દુઃસહ યન્ત્રણામાં કેમ નાંખી ? અથવા તમે નવ પ્રસૂતા અરણ્ય પ્રદેશમાં હતાં છતાં કેમ પરિત્યાગ કર્યો ? હેમૃગ પ્રેક્ષિણિ ! હવે શું હું તને જળપાન કરાવી સુસ્થ કરવા સમર્થ થઇશ ? કે હુ તારાં નયન કટાક્ષ સહિત અમૃતાયમાન વાક્ય શ્રવણ કરી શ્રવણ યુગલને કૃતાર્થ કરીશ ? મેં શું કુમુહુર્ત્તમાં સ્વપુર જવા પગ બહાર મુકયો હતો કે મારૂ સર્વ નાશ પામ્યું ? હા હતવિધે ! તારા મનમાં આમજ હતુ ? એમ બોલી રૂદન કરવા લાગ્યો, યુવરાજ ઉપેન્દ્રસિંહે આ પ્રમાણે મનોદુઃખ પ્રકાશ કરતાં કરતાં પોતાના વૃતાન્તનો વિસ્તાર કર્યો. કિરણબાળા અથઇતિ શ્રવણ કરી તત્ક્ષણાત્ ધ્વાર બંધ કરી બહાર ચાલી ગઈ. ગુરૂદેવ સત્યશીલને બોલાવી તમામ વાર્ત્તા કહી બતાવી કેટલાક વીર પુરૂષોને સાથે આપી બાળકને સોધવા મોકલ્યો.

પછી તિલોત્તમાના વાસસ્થાનમાં આવી, બન્ને અરસપરસ એકમેકને જોઇ આશ્ચર્યતાથી પુલકિત અને ઉદભ્રાન્ત થયાં. કિરણબાળા કંઇક ધૈર્યધરી બોલી,—" મ્હોટી બ્હેન ! હું આપનાથી જુદી નથી, આપની દાસીનીદાસી, ચરણમાં પ્રણામ કરૂં છું; દયા કરી આશીર્વાદ દો. " તિલોત્તમા બોલી,—" ભગિનિ ! આપ કોણછો ? મને અત્રે કાંણે અને શુ કાર્ય માંટે આણી છે, મારો મૃત સ્વામી કયાં ? મારા ઉપર દયા કરી સઘળી વાતનો

જવાબ દેશોતો હું કૃતાર્થ થઈ માનીશ." કિરણબાળા બોલી,—"તે સર્વ વાર્તા પ્રસંગ આવેથી કહીશ; આપ સ્થિર થાવ; પ્રસવ કાળ પછી અ-સ્થિર રહેવું નહિ, વખતે પીડા થાય;" તિલોત્તમા બોલી,—"જે હત ભાગિણી પ્રસુત સન્તાનનો પરિત્યાગ કરે, જે પાપિણી પ્રાણનાથના મૃત દેહનું દર્શન કરે તેને પીડાનો ભય શું? હવે કઇ મૃત્યુથી બચી શકે?" કિરણબાળાએ ઉત્તર દીધો,—"મ્હોટી બ્હેન! આપ નિર્ભાવનાથી અધિન ભગિનીના ગૃહમાં બેસો. આપ મને બહુ પ્રિય લાગોછો. જે આજ્ઞા કરવાની હોય તે અસંકુચિત ચિતે આજ્ઞા કરો." ત્યારે તિલોત્તમા કહેવા લાગી,—"સોદરોપમે! દયાશીલે! આપે મને આ સ્થાને કેમ પકડી આણી છે! જો મને પકડી આણી હોય તો મને છોડી મુકો; હું હતભાગિણી સ્વામી વગર થઇ છું અને વળી પુત્ર વગર થઇશ."

આ વખત હવે રાત્રિ પડી; કાંણ જાણે, અરણ્યમાં મારા હૃદય ર-ત્નની શું અવસ્થા થઇ હશે. એમ કહી સમસ્ત વર્ણન કરી બોલી, મહાભા-ગે! મને છોડી મુકો; દયા કરી એ સરોવરના તિર્થમાં પ્હોચાડો; જો આ-પ દયા કરી મને ત્યાં પ્હોંચાડશો તો ઉપકાર માનીશ. હવે આ પાપી પ્રા-ણ રાખવાની વાસના નથી. તે અઘોર વનમાં સિંહ વ્યાઘ્રાદિ મારો વિના-શ કરો. જો તેઓ વિનાશ કરે તો હું તમામ વેદનાથી મુક્ત થાઉ, એમ બોલી છાતી કુટવા જતી હતી એટલામાં કિરણબાળા તેના હસ્ત પકડી રાખી બોલી મ્હોટી બ્હેન! મને આપ "આપ" ના કહેશો, નાની બ્હેન કહી બોલાવવાથી મને સારૂ લાગે છે. આપ—આપના સ્વામી મહાશય મા-ટે કંઈ ચિન્તા કરશો નહિ. તે જીવતા છે. ઈશ્વર આપનું કલ્યાંણ કરો. મા-રી વાત ઉપર વિશ્વાસ રાખો, તે કુશલ ક્ષેમ છે. આપના પુત્રની શોધ ક-રવા મેં મનુષ્યો મોકલ્યા છે, કાલે ખબર જણાશે. મ્હોટી બ્હેન! આપ સ્થિ-ર થાવ. જે કરવાનું હતું તે કર્યું છે, તેને માટે શોક કરવાનું હવે કંઇ કા-રણ નથી. "સ્વામિવિચ્છેદથી કંગાલ બનવું અને સન્તાન પરિત્યાગનું ક-લંક" એ વિધીના લેખ; જો તેમ ન હોય તો આમ બને નહિ એમ બોલી તેની સેવા શુશ્રુષા કરવા આજ્ઞા કરી સ્વસ્થાને ચાલી ગઇ.

બીજે દિવસે યોગ્ય વખતે કિરણબાળાએ હસતા વદનેં આવી ખ-બર આપી મ્હોટી બ્હેન! આપનો પુત્ર કુશળ છે. તે માટે હવે કંઇ ચિ-

ન્તા કરશો નહિ. મારી વાત ઉપર વિશ્વાસ રાખો. ઇશ્વર કૃપાથી આપનું સકળ મંગળ; મ્હોટી બ્હેન ! આપને વખતેં સ્વામી પણ આવી મળશે. હું સત્ય—સત્ય—પુનઃ સત્ય કહું છું, કાલે આપનેજ આપનો સ્વામી અને પુત્ર આપીશ આપ અહીંઆંથી બીજે કંઈ જશો નહિ. જો જશો તો આપની આશા નિષ્ફળ જશે, આપનો સ્વામી જીવતો છે, તેની ચિન્તા કરશો નહિ; એમ બોલી યુવરાજ પાસે ગઇ.

આ—તરફ યુવરાજની એ કાળરાત્રિ વેદનામાં ગઈ. બીજે દિવસે પરોપકારી સત્યશીલે બરોબર વખતે આવી નવકુમારનો શુભ ખબર આપી, તેથી કિરણબાળા હસતાં હસતાં સ્વામીના સદનમાં દોડી ગઇ. પ્રણામ કરી બોલી,—" સ્વામિન ! હૃદયેશ ! આપના નવકુમારના સર્વ અંગ મંગળ છે; તે કુશળ છે. આપને મારી વાત પર આસ્થા હોય તો નિશ્ચય જાણજો કે તે કુશળ છે. તે વિષે હવે કંઈ ચિન્તા કરશો નહિ. " મહારાણી સોમવતીશ્વરીના મંગળ વર્ત્તમાન લાવવા સારૂ બે મનુષ્યો મોકલ્યા હતા. તેઓ સુસમાચાર કહી ચાલ્યા ગયા.

## પ્રકરણ ૧૩ મું.

## કિરણબાળાની સ્વયંવરા ઇચ્છા.

વળી ત્યારપછી કેટલાક દિવસે કુશળ વર્ત્તમાન કહ્યા. જીવિતનાથ ! શાંભળી સતુંષ્ટ થાવ; માતા મહાશયા સંપૂર્ણ આરોગ્ય ભોગવે છે. આપને હવે બીજી કંઇ ચિન્તા કરવા જેવું નથી, આ વખત આપની દાસીની દાસીને આજ્ઞા આપો તો આપના ચરણની સેવિકા થઈ સ્વશ્રુ દર્શન કરવા જાય. " નાથ ! હું આ વખત ફુલ ચન્દનથી જે દેવતાની ઉપાસના કરી ને પ્રતિદિન નિશાકાળે નિદ્રિત થાઉ કે સ્વપ્નમાં દીઠામાં આવે છે, તેમજ શયનમાં, ઉપવેશનમાં, કથોપકથનમાં, ભ્રમણમાં નિરંતર દર્શન થાય છે, તે આપજ; મારા પ્રાર્થિત દેવતા; પરમરત્ન, પ્રાણપતિ નાથ ! હું હીનકુલોત્પન્ન નથી, પવિત્ર ક્ષત્રિય કુલમાં ઉત્પન્ન થયેલી છું; મારા પિતાનું નામ ચન્દ્રશેખરસિંહ, મુસલમાન બાદશાહના પ્રાણદન્ડના ભયથી બહુ દિવસ થયાં આ અઘોર વનમાં આશ્રય લીધો છે. હું તેમની તનયા; આ વખત તે આ હ-

ત ભાગિણીને આ અવસ્થામાં રાખી પરલોક સધાવ્યા છે, મારે માતા ન-
નથી; હું નિરાશ્રિત, શ્રીપાદ પદ્મે કિન્ચિત સ્થાન આપી કૃતાર્થ થવા આજ્ઞા
કરો. દેવ ! મે મનકર્મ વચનથી આપને પતિ તરિકે કબૂલ કર્યા છે. આ વ-
વખત આપ મારા પર દયા નહિ કરો તો મારે બીજો ઉપાય નથી. હવે
મારે કયાંય જવાનું નથી !! દેવ ! વિચારી જુવો, સ્ત્રી લોકની પતિ સિ-
વાય અન્ય ગતિ છે ? હુ શ્રીચરણે શરણાગતા. કિન્ચિત સ્થાન આપી કૃ-
તાર્થ કરો. નાથ ! હું બહુ ધાસ્તીમાં છું. હવે મને દુઃખ દેશો નહિ. આ-
પને અત્રે લાવવા સારૂં મેં કંઇ કઠોર વાકય કહ્યાં નથી. પણ નાથ ! હવે
હું બોલવાને કેમ સંકોચાઉ, નાથ ! હું રાક્ષસી નથી. આપના સ્ત્રી-પુત્રને
વિપદ કરનારી નથી. સ્વામીન ! હૃદયેશ્વર ! હૃદયમાં દયાનો સંચાર કરો.
આપના તિલોત્તમા કુશળ છે. આપનું સન્તાન કુશળ છે. આ વખત દયા
કરી મને તિલોત્તમાની સેવિકા કરો. મેં આપની પાસે રહી આજ સુધી મુ-
ખ શશી દર્શન કર્યું છે તો હવે કેમ ન કરૂં ? બીજુ સુખ મારા નશીબમાં ન હોય
તો તેથી હું દિલગીર નથી. તે સુખની લાલસા નથી. હૃદયેશ્વર ! હૃદયમાં
દયા લાવો, પથ્થરથી પ્રતિરોધ કરો નહિ. આર્ય ! હું માતૃ પિતૃહીન બા-
લીકા !!! " યુવરાજ તમામ વાત શાંભળી બોલ્યો,—" સરલે ! આપ સ્ત્રી
લોક થઇ કેમ અસંગત વાકય વાપરો છો. શું હું સાહસથી તિલોત્તમાના
કોમળ હૃદયમાં સપત્ની શળ ઘાલીશ એમ ધારો છો; મારાથી તે નહિ થા-
ય. તિલોત્તમા, મારૂં જીવન તિલોત્તમા મારૂં ધન, તિલોત્તમા મારૂં સર્વશ્વ-
ધન; મારૂં તમામ તેના સારૂ. મારાથી તમારી સાથે વિવાહ કરી સાહસી
થઇ તેના આગળ ઉભુ ન રહેવાય; કેમ કરી તેને મુખ દેખાડું; મારાથી તે
નહિ બને. તમે મને બચાવો; હું આપના ચરણ સ્પર્શ કરી વિનય વચન-
થી ક્ષમા પ્રાર્થના કરૂં છું; મને ક્ષમા કરો. આપને સહોદરાધિક ગણવાં એ
વ્યાજબી છે પણ તિલોત્તમાની શય્યામાં શયન કરાવવું તે ખરેખર અપારગ;
લલને ! આપ આપના મનમાંથી આ દુરાશાનો પરિત્યાગ કરો અને મને
મુક્ત કરો. હું સ્ત્રી પુત્ર લેઇ માતૃ દર્શન કરવા જાઉ. " કિરણબાળા યુવરા-
જનાં કઠોર વજ્ર જેવાં વાકય સાંભળી છેક નિરાશ થઈ ગઇ. આંખોમાંથી
ખળળળખટ આંસુ પડવા લાગ્યાં. વક્ષઃસ્થળ ભીજાયું. થોડીકવાર પછી વિ-
ચાર વમળમાં વમળાઇ યુવરાજના ચરણ કમળમાં પડી. યુવરાજ ભયથી
આઘો ખસી ગયો, ત્યારે કિરણમાળા બોલી,—" નિર્દય! પુરૂષ જાતિ અધ્ધ

આજ શરણાગત કૃપયાચિકા, આ હત ભાગિણીનો પરિત્યાગ ? ભલે !!! મારા નશીબમાં જે લખ્યું હશે તે થયું તેને માટે હવે હું શોચ કરતી નથી. નિર્દય ! આજ હું પણ નિર્દય થાઉ છું. આજથી હું આપને બાર વર્ષ વિરહ વેદના પ્રદાન કરીશ. એ બાર વર્ષ આપને તીર્થ ભ્રમણ કરી પ્રત્યાખ્યાન સારૂં પાપ ક્ષય કરવું પડશે. ત્યારપછી આપ આપની તિલોત્તમાને તે સરોવરની તેજ તીર્થ શિલાપર મારા સહિત જોશો. અન્યથા બાજે કંઇ તે સુખ ભોગ મળવાનું નથી. આપના પુત્રનો ભાર ઈશ્વરના ઉપર છે." સાંભળ્યુ!! એમ બોલી, સખીઓને કહ્યું,—" તમે આ મારા સ્વામીને લેઇ આ નજીકના સમુદ્રના વિનોદ દ્વીપમાં બાંધેલા મારા રમ્ય ગૃહમાં મુકી આવો " સખીઓ સવિનયે મ્લાન વદને બોલી,—" વારૂં તેમ કરીશું. "

એક દિવસ તિલોત્તમા નાના વિષયની ચિન્તામાં નિમગ્ન થઇ કપાળ ઉપર હસ્ત મુકી પૃથ્વીપર બેઠી હતી, તે વખતે કિરણબાળા સ્વામીને નિર્વાસિત કરી સવેગે આવી તિલોત્તમાના ચરણમાં પડી. તિલોત્તમા જોઇ સાંભળી બન્ને હાથે કિરણબાળાને પકડી લઇ ખોળામાં બેસાડી પુનઃ પુનઃ તાદૃશ રૂદનનું કારણ પુછવા લાગી. પણ કિરણબાળાએ તેના પ્રશ્નનો કંઇ ઉત્તર દીધો નહિ. તિલોત્તમા તેથી ગભરાઈ રોવા લાગી. ત્યારે કિરણબાળા બોલી,—" મ્હોટી બ્હેન ! આ રાક્ષસી પાપિણી આપનો પરમ શત્રુ, મને આપ ફરી ઇચ્છશો નહિ. મારો એવો મત છે કે શ્રી ચરણથી હું વિરક્ત થાઉ 'એમ બોલી ચાલી ગઇ.'' તિલોત્તમા વ્યાકુલ થઇ પરિચારિણીઓને કિરણબાળાના સંબંધે કેટલીક વાર્તા પુછવા લાગી પરંતુ કહેવા ના પાડેલી તેથી કોઇએ કંઇ વાત કરી નહિ.



## પ્રકરણ ૧૪ મું.

## કિરણબાળાનો પશ્ચાતાપ ને ગૃહ ત્યાગ.

આ પ્રમાણે કેટલાક દિવસ જતા રહ્યા. એક દિવસ કિરણબાળા મનમાં ને મનમાં બરબડવા લાગી,—" હાય ! હું કેવી ભયાનક પાષાણી !! જીવનાધિક પતિને સમુદ્ર મધ્યે એકાકી મોકલી કેમ જીવન ધારણ કરી

રહીછું ? મારા જીવતરને ધિક્ ! મારા આચરણથી આ જાતિના નામને કલંક લાગશે. કોણ મને દયાળુ વા સરલા કહેશે? મેં મન્દભાગ્યવાળીએ આ શું કર્યું ? હવે મારા પાપનું પ્રાયશ્ચિત કરવું આવશ્યક;" એ પ્રમાણે ચિન્તા કરી ગુરૂદેવ સત્યશીલને બોલાવ્યા. ગુરૂદેવને સખી બોલાવી લાવી. તેમને આસનપર બેસાડી રોવા લાગી, તે જોઈ ગુરૂદેવ બોલ્યા,—" કિરણ ! તમારા અદષ્ટમાં આમ હશે એવું મેં સ્વપ્નેય પણ જાણ્યું નહોતું. મેં તમામ વાત જાણી છે; હવે શું કરવું તે બોલ ?" કિરણબાળા બોલી,—" હવે કંઇ નહિ; કેવળ એક પ્રાર્થના;" ગુરૂ બોલ્યા,--" કોની પ્રાર્થના?" કિરણે ઉત્તર દીધો,—તિલોત્તમાની પ્રતિ મૂર્ત્તિની પ્રાર્થના;" ગુરૂદેવ બોલ્યા,—"તેનાથી તમને શું થશે?" કિરણ બોલી,—" મને કંઇ નહિ થાય, બીજાને કશું થશે;" એમ બોલી તમામ વાર્તા કહી. પછી બોલી,—"ગુરૂદેવ ! આપ તિલોત્તમાની પ્રતિમાને તે સરોવરની તિર્થ શિલાપર સ્થાપન કરો. તે સર્વદા શિશુ બાળકની તપાસ રાખશે. પણ જો, જો, મૂર્તિ સ્થાનાન્તરિત ન થાય." ગુરૂદેવે કબુલ કર્યું. કિરણબાળા ત્યાંથી ચાલી ગઇ. ગુરૂદેવ સત્યશીલે કિરણની પ્રાર્થનાનુંસાર સુનિપુણ ચિત્રકાર બોલાવી તિલોત્તમાની પ્રતિ મૂર્તિ નિર્માણ કરાવી. તેના જેવીજ વસ્ત્રાલંકારથી વિભૂષિત કરી. મૂર્તિ સાક્ષાત તેના જેવી જ, ફક્ત વાક્‌શક્તિ રહિત, બીજુ કંઈ કહેવા જેવુ નથી. પછી તે મૂર્ત્તિને તીર્થ શિલાપર બરોબર સંભાળથી સ્થાપન કરી. મૂર્ત્તિ જળ વાયુના ઘસારાથી બગડે નહિ માટે તેના ઉપર રીતિ મત મંદિર કરાવ્યું. અને વળી તેની સંભાળ રાખવા સારૂં એક મનુષ્ય રાખ્યો. ત્યાર બાદ કેટલાક દિવસે કિરણબાળાએ ગૃહ ત્યાગ કર્યું. ગુરૂદેવ, કિરણનાં સમસ્ત કાર્યાદિ અતિ સાવધાન પણેથી ચલાવવા લાગ્યો. તિલોત્તમાને વાડીમાંથી બહાર નિકળવાનો રસ્તો નહોતો તોપણ સાવચેતીમાં રહેવા લાગ્યો.

---

## ખંડ ૫ મો પાપનો બોધ

# પ્રકરણ ૧ લું.

## પાપી શ્યામપદ

સ્વાર્થપરતા; એ ભયંકરી પ્રવૃત્તિના વશીભૂત થવું તેના કરતાં નારકી જગત્ અતિ વિરલ; સ્વાર્થીને કોઇ વખત સુવાકયનો ઉપદેશ લાગતો નથી. નરાધમ સ્વાર્થી જગતમાંનું કોઇપણ કાર્ય સાધવા તજવીજ કરવા ચુકતો નથી સ્વાર્થ સાધવો એજ તેનો મુખ્ય ઉદ્દેશ્ય; શતરણુજિત કીડાની માફક ચાલનાર સ્વાર્થી પોતાનો પાપી ઉદ્દેશ લક્ષ્ય દેઇ કરવાનો આરંભ કરે છે. પગલે પગલે પોતાની ચતુરાઇ વિસ્તારથી પ્રકાશ કરી અન્યની પવિત્ર આંખે મુઠી ધૂળ નાંખવા સતત્ સતર્કતાથી તત્પર રહે. બીજાનો સ્વાર્થ, સંપત્તિ અને જીવિત નષ્ટ થાય તેની દરકાર પોતે કોઈ રીતે રાખતો નથી, પણ પોતાનો સ્વાર્થાદિ કંઇ વિષય બગડે નહિ તેને માટે અધીક કાળજી રાખે છે પારધીની બંશીના નાદથી જેમ હરિણુ ફસાય તેમ આઘાત મધુર વિમોહન વાકયથી માનવ ઠગાય છે. વરૂની માફક સ્વાર્થી ફળાફળનો વિચાર કર્યા વગર હાની કરે છે. સ્વાર્થીના જન્મને, આચારને, વ્યવહારને, સભ્યતાને અને ભદ્રતા વગેરે ને ધિક્કાર છે!! સ્વાર્થી પોતાના કાર્યની અફળતા જોઇ ક્રોધી બની સ્વાર્થ સાધવા સારૂ પરનો નાશ કરવા કૃત પ્રતિજ્ઞ થાયતો તેના જેવું પામર પ્રાણી બીજુ કીયું ? સ્વાર્થી! તમે શું વિચારોછો, તમામ અજ્ઞાની અને માત્ર તમેજ બુદ્ધિવાન્, જો તેમ હોય તો તમારા જેવો બીજો મૂર્ખ કોણ ? તમે બહુ ચતુરતા બતાવશો નહિ, કારણ બહુ દર્શી વિજ્ઞજનની સાથે કદી હરિફાઇ કરી તમે જય મેળવી શકવાના નથી. તે તમારી વિદ્યા, બુદ્ધિની છત અનાયાસે જાણી લેશે. બોલો, કદી આપણે સતર્કભાવથી સ્વકાર્ય સાધીએ તે માનવીની બુદ્ધિથી કળી ન શકાય તોપણ અનાયાસે તમામને માલમ પડયા વગર રહે નહિ. તથાપિ, વારૂ !! છુપાવો;—કોઇને માંથે ઢોળો; પણ સર્વ શક્તિવાન્ સર્વજ્ઞથી છાનું રહેવાનું નથી. જે સંચય કર્યું છે, યા કરશો તે કરનારને સારૂ

મંજુષમાં રાખી મુકશે; તમારા પાપનું ફળ અન્ય ભોગવશે નહિ. એ નિશ્ચયતાથી જાણવું. માટે ધન પુત્ર સાથે સંસાર આશ્રયમાં રહી કાળ યાપન કરવાની વાસના થાય તો ધર્મને રસ્તે ચાલનાર થાવ. પરોપકારી થયા વિના રક્ષા નથી.

એક દિવસ શ્યામપદ પોતાના ભવન મધ્યેના મન્ત્રણાગૃહમાં બેશી કેટલાક સહચર સાથે કથોપકથન કરતો હતો, તે અવશરે બળદેવ આવી ઉભો રહ્યો. બળદેવ શ્યામપદનો ખરો હૃદયસ્થમિત્ર; કુમન્ત્રણાની પૂર્ણ મૂર્તિ પાપનો અવતાર, સંસારીનો દૃઢ શત્રુ, અદૃષ્ટ કાશનો ઉત્પાત ધૂમકેતુ; તેને આવેલો જોઇ શ્યામપદના આનન્દની સીમા રહી નહિ. સાદરથી આલિંગન દેઇ બોલ્યો, બન્ધુ!—

"હું તમારા આવવાની રાહ જોઇ બેશી રહ્યો હતો, મારા ઇરાદાનો ભંગ થયો છે. તે તું કર. પ્રદ્યોતના પલાયન દિવસથી મારા જીવને શાન્તી નથી વળતી. તે જાતે હાજર થઈ ન્યાયાલયમાં ફરિયાદ કરશે તો મારે ઉગરવાનો એક આરો નથી. તેના ઉપર હાલ ભુજેન્દ્ર વગેરેના મૃત્યુની ખબર મોકલી તદુપયોગી કાર્યમાં ગુચાય એવી ગોઠવણ પણ કરી છે. હવે કંઇ ઉપાય? બન્ધુ! તમે એક મારે બળ બુદ્ધિ, માટે મારી રક્ષા કરો."

બળદેવે પ્રત્યુતર આપ્યો,—"મહાશય? માત્ર આટલાજ સારૂં આપ ચિન્તાતુર છો કેમ? બળદેવ છે ત્યાં સુધી ચિન્તા શી? મેં તેની બધી વ્યવસ્થા કરી રાખી છે, ગુલાબ જ્યાંસુધી બહાર—દેશમાં ફરે છે ત્યાં સુધી તે કાર્ય સાધવામાં કંઇ વાંધો આવવાનો નથી. આજ્ઞા હોય તો, હમણાંજ બોલાવી લાવું."

શ્યામપદ.—"શું હરકત, ઝટપટ તેને બોલાવી લાવો."

બળદેવ, ગુલાબને બોલાવી લાવ્યો. ગુલાબ આવી શ્યામપદને પ્રણામ કરી ઉભી રહી.



## પ્રકરણ ૨ જું.

## કુલટા ગુલાબ,

ગુલાબ, એક પતિહીના સ્વાધીના વિધ્વા રમણી; ચોવીશ વર્ષની,

મિચી નજરે જોનારી કુલટા; અંગભંગી અનર્ગલ વચનાવલિથી છેતરાય નહિ એવી! ધર્મ કર્મમાં જેને લગીર પણ મતિ નથી. પાપ કાર્ય સાધવા સારૂં ધરા ધામમાં આવી છે. કુલબાલાનું સતીત્વ નાશન, વિધ્વા ગર્ભનિપાતન, વિયોગથી વિનાશ સાધન, પગલે પગલે સમાજનુ સર્વ નાશકરણ, આ તેનાં નિત્યવ્રત; હતભાગી કાળ રાત્રિ સ્વરૂપા; જે તેની ઝડપે ચઢે તેને ઉગરવાનો ઉપાય નહિ. જગતમાં એવું અસાધ્ય કાર્ય નથી કે જે ગુલાબથી સાધ્ય ન થઇ શકે.

સ્યામપદ—"ગુલાબ' તમને શામાટે બોલાવ્યાંછે, તેની તમને ખબરછે?"

ગુલાબ—"આજ્ઞા, હાં, જાણ્યામાં આવ્યું છે; પ્રદ્યોત વગેરેના વિનાશ સારૂં?"

સ્યામપદ—"તે તમે કરી શકશો?"

ગુલાબ—"આજ્ઞા, હું નહિ કરી શકુ, ત્યારે બીજું કોણ કરી શકે તેવું છે? વિશ્વમાં એવો કોઇ પુરૂષ પાક્યો નથી કે, મારા જુતામાં પગ ઘાલે. પુરૂષો તો મારી રમતની પુતળીઓ; હું તેને જે કાર્યમાં યોજુ તેજ કાર્ય તે કરશે, તેની તાકાદ શું કે તે ન કરે. જુવો, આ ધરા ધામમાં જે રક્ત શ્રોતઃ પ્રવાહિત થયું છે, તેનુ મૂળ હું, ઉચ્ચ ને નિચ, નિચને ઉચ્ચ કરવામાં, બુદ્ધિવાનને મૂર્ખ, અને મૂર્ખને બુદ્ધિવાન્ કરવામાં હુ પારદર્શિની; હું એ કાર્ય કરીશ, બહુ દિવસથી મેં ગોઠવણ કરી રાખી છે." મેં એક વખતે એક ગૃહમાં એકીવારે જથ્થાબંધ પુરૂષના મનની સમાન રક્ષા કરી તમામને સરખી રીતે રાજી કર્યા હતા. સમજ્યા, આવશ્યકતા હોય તો પતિ, પુત્રનો વધ કરવા અસમર્થ નથી પૃથ્વી મારી રમતનું સ્થળ, મનોવાંચ્છા પૂર્ણ કરવા જે કરવુ પડે તે કરવામાં વાંધો શું? પુરૂષની આંખમાં મુઠી ધુળ નાંખવી એ કઇ મોટી વાત નથી, ઇંદ્ર, ચન્દ્ર, વાયુ અને વરૂણ એ મારા અધિન સેવક; કૃતાન્ત કૃતાંજલિ થઇ આજ્ઞા પાલાનાર્થે અતિ લાલાઇત; હું સત્ય વાર્ત્તા ન કહેતાં મિથ્યા વાર્તા કહું, કહું તે એવી હુશીઆરી અને કાબેલીયતપણાથી કે મનુષ્યો તેને ઇશ્વર વાક્ય ગીતાના વાક્યની માફક ગ્રહણ કરે. સત્ય, મિથ્યા દેખાઈ આવે. મિથ્યા સત્યના સિંહાસને ચઢી અમારો ગુણ મહિમા પ્રકાશ કરે. હું કોઇ કાળે કોઇને વશીભૂત થતી નથી, અને થઉં પણ નહિ, હું જેનો અનુગ્રહ કરૂં, તેને હથેલીમાં સ્વર્ગ બતાવી દેઉં;

જેનો અનુગ્રહ ન કરે તેણે સ્વર્ગ સાધ્ય કરવાની અપેક્ષા ન રાખવી.

બાપુ! આપ મને જે કાર્ય કરવા નિયુક્ત કરોછો, તે હું આંખના પલકારામાં કરી આવીશ, ત્યારે જાણશો; પણ અર્થવિના કંઇ અર્થ સધવાનો નથી.

આ સપાટો શાંભળી શ્યામપદ તો હિન્ગમુન્ઠ બની ગયો પણ બોલ્યો, "ગુલાબ! તમારે કેટલા રૂપીઆ જોઇએ?" ગુલાબે ઉત્તર દીધો,—"હાલતો છ હજાર રૂપીઆ; પણ તે પ્રથમ આપવા પડશે;" શ્યામપદ, વિચારમાં ગરક થતો થતો બોલ્યો,—"વારૂ! તેમ થશે;"

એમ બોલી ત્રણ હજાર રૂપીઆ ગુલાબને આપી કહ્યું કે,—"તમે કાર્ય સાધી આવશો એટલે બાકીના ત્રણ હજાર રૂપીઆ જરૂરથી આપીશ. હું ઇશ્વરને સાક્ષી રાખી પ્રતિજ્ઞા કરૂંછું કે નક્કી આપીશ;" એમ બોલી ગુલાબને સન્તુષ્ટ કરી વિદાય કરી.

પછી ગુલાબ પોતાને ઘેર આવી અર્થને વગે કરી સન્યાસિનીનો વેશ લેઇ દેશો દેશ તેને શોધવા સારૂ ફરવા લાગી.



## પ્રકરણ ૩ જું

# બળદેવની કુમન્ત્રણા.

ગુલાબના ગયા પછી શ્યામપદે કેટલીક વાર મૌન્ય બેસી રહી દીર્ઘ નિશ્વાસ મુકી બોલ્યો,—ભાઇ બળદેવ! "પાપ વિષયમાં પાપનો હમેશ થાય છે. આજ મારા મનમાં ભારે દુ:ખ થાય છે."

બળદેવે ઉત્તર દીધો,—"શ્યામપદ! હું જાણું છું કે આપને આ પૃથ્વીનો સઘળો વ્યાપાર અવગત્ત છે. પણ આ ક્ષણે આપને પાપ પુણ્યનો બોધ નથી."

શ્યામપદ, સંકિત મનથી બોલ્યો,—બળદેવ! "હું તમારી વાતનું કંઇ તાત્પર્ય સમજ્યો નહિ. વિશેષ રીતે સમજાવી મને શાન્ત કરો."

બળદેવે, શાસ્ત્ર વિશારદનો ડોળ ઘાલી કહ્યું,—મહાશય! "પાપ—પુણ્ય કોને કહેવું તેનો નિશ્ચય કરવો મનુષ્યને શાધ્ય નથી. તેમજ કઇ કઇ બાબતોને પુણ્ય અને પાપ કહેવું તેનો નિશ્ચય કંઈ નથી. ધર્મશાસ્ત્ર—એક

શાસન માત્ર; કારણકે તે મનુષ્ય પ્રણિત; નરગણોએ પોત પોતાના મતાંતરની વ્યવસ્થા કરેલી એજ માત્ર; તે કંઇ કાર્ય કાળે કાયકર નથી. જુવો શાસ્ત્ર લખે છે કે, મિથ્યા કથા એ મહા પાપ, પણ ધર્મ પુત્ર યુધિષ્ઠિરે સ્વ-કાર્ય સાધન જન્ય ચતુરતા પૂર્વક મિથ્યા વાત બોલી નરવધ,—બ્રહ્મવધ,—ગુરૂવધ ! ! કરવા કરાવવામાં પાછું વાળી જોયું નથી. મહાભારત આખુ તેનુંજ ભરેલું. શાંભળશુ !, રાજાધિરાજ ચક્રવર્તીનો આ વ્યવહાર! મિથ્યા વા-ર્તામાં પાપ શું ? કામ પડે ત્યારે કંઈ વિચાર રહેતો નથી. બીજું,—પરધન હરણ, એમાં પાપ નથી, એમ આપણે ઇતિહાસમાં ભણી ગયા છીએ; યાદ કરો, અધર્મ વગર કોણ મનુષ્ય ધનેશ્વર થયો છે ? તેજ વાનૂ લોક, આ બાબતમાં દોષ જોતા નથી. મહાત્મા મહમુદ, જંગિસખાન લોદી, નાદીરશાહ, અલાઉદ્દીન, ઔરંગજેબ અને હેસ્ટિંગ્સને સહેજ યાદ કરશો તો સેહેજે તમારા દુઃખનું નિવારણ થશે. ત્રીજુ,—

કપટ પત્ર, ( જુઠા લેખ ) તેનાથી કંઈ પાપ થતુ જણાતુ નથી; કારણ સર્વ પ્રધાન શાસન કર્તા કલાઇવે સ્વહસ્તે કપટ પાત્ર દ્વારા કાર્ય સાધ્ય કર્યાં છે, ત્યારે આપણે કેમ ન કરવું ? લક્ષ્મી સંચય કરવામાં જે અવશ્યનાં સાધન છે; તેમાં પાપ નથી. પુણ્યની પૂર્ણામૂર્તિ. ચોથુ,—

નરહત્યા, એ કઠિણ કામ, પણ કોણ શુરો નરપતિ આ કાર્યમાં લિપ્ત થયો નથી; હજારો રણગ્રામ થઇ ગયા; ઘણી વખત પાણીપતની ભૂમિની પૂજા નરરક્તથી નરપત્યોએ કરી છે. બીજી વાતનું શું કામ, એકવાર હેસ્ટિંગ્સનું કાર્ય જૂવો; તેના વિચાર અને નંદકુમારની ફાંસીનુ સ્મરણ કરશો તો તમારા તમામ સંદેહ દેહથી નિવૃત થઈ જશે. માટે આ સંબધી તમારા મનમાં જે છુપા તર્કો ગોળાતા હોય તેને દૂર કરો. પાંચમુ,—

અભક્ષ્ય ભક્ષણ, આપ અભક્ષ્ય કોને કહો છો, તે હું સમજી શકતો નથી. મદ્ય અને ગોમાંસ ભક્ષણ અને પશુવધ એ અકાર્ય ગણાય; પણ જુવો ચાલતા સમ્પ્રદાય પ્રમાણે અકાર્ય નથી, શાસ્ત્ર સમ્મત; આપણે એ વસ્તુ અપવિત્ર હોવાથી ઇશ્વરને અર્પણ કરતા નથી, સમ્પ્રદાય પ્રમાણે એ વસ્તુ ઇશ્વરને સાદરથી અર્પણ કરે છે, ત્યારે તેમાં પાપ ક્યાં રહ્યુ ? માટે એવો દ્વૈધાભાવ ન રાખતાં જેની ઇચ્છા થાય તેનું ભક્ષણ કરવું; જેથી પેટ ભરાય તે સારૂ, પેટ ન ભરાય અને જીવાત્મા કળકળે તે અધર્મ કેમ નહિ વારૂ ? છઠ્ઠુ,—

પરદાર ગમન, તેને પાપ કહે તેના કરતાં નિર્બોધ જગતમાં અતિવિચક્ષ; આ લોક ઉત્કૃષ્ટ ભોગ્ય વસ્તુ; ભોગ્ય વસ્તુને ભોગવવી એજ કર્તવ્ય, ભોગ ભોગવવા સારૂ પૃથ્વીપર આગમન કર્યું અને તે ઉત્કૃષ્ટ વસ્તુ ભોગવી નહિ, ત્યારે વ્યર્થ જન્મારો શું કામ ગુમાવ્યો? શાસ્ત્ર કહે છે,—' સ્ત્રી રત્ન દુષ્કુલાદપિ ' માટે જો સ્ત્રી સુંદરી હોય તો તેના કુળાકુળ સંબંધનો વિચાર શું કરવા કરવો જોઇએ? તેના પ્રમાણ સારૂ માહાત્મા બ્રહ્મા, શિવ, કૃષ્ણ, સુગ્રીવ, પન્ચપાન્ડવ, વિભીષણ અને હેકટરને યાદ કરો. વળી તેમના સંગે તારા, મન્દોદરી અને હેલેનાના રૂપનો વિચાર કરો!!"

" શ્યામપદ! આપ પુરાણ, ઇતિહાસાદિ આલોચના કરી જુવો, નરગણો સ્વકાર્ય સાધન જન્ય શું કાર્ય કરતા નથી! સારૂ યા ખોટુ એવો ભેદાભેદ હું કંઇ સમજતો નથી; ધર્માધર્મ હું માનતો નથી; પૃથ્વી ચપળી ગોળ; ગોળ વગર કંઇ દેખાતું નથી. મારા જેવો ઉત્તમ ઉપદેશક તમને મળવાનો નથી. જે ઉપદેશ કરે તે ધનુર્ધર; મુખે બોલે એક અને પેટમાં હોય બે, હાથમાં હરિ નામની ઝોળી, બગલમાં વસ્ત્રથી વિટાળેલી બાટલી અને મુખે મા ભવાની; અંગપર ટીલાંટપકાં અને ઉદરમાં વિષના પ્હાણા; મુખે રામ બોલો રામ, ઉદરમાં કુકુટના કું કું કું શબ્દ; ઉત્તરીય હરિનામાવલિ; જય વનિતા ચરણતરણી, બાહેર ધર્મનું ભાન, અંતરમાં અધર્મનું ગાન; મુખે ધર્મોપદેશ, કાર્યમાં અકાર્ય વિશેષ; દાન કરવા વિશેષ આગ્રહી, પણ દાન વખતે ટકો હાથથી છુટે નહિ; જીવતાં માતા પિતા અન્ન જળ પાન પામે નહિ તો મરે ત્યારે શ્રાધનો ધડો કયાંથી દેખે? બાહેર સ્વદેશ અને સ્વજાતનો પરોપકારી, અને કામ વખતે પેંપોંચેંચોં. આવા બનાવ જોઇ શાંભળી મારી ધારણા એવી થાય છે કે, પૃથ્વીમાં આત્મ ગોપન એ એક મુખ્ય કામ; સ્વકાર્ય સાધન એ પ્રધાન્ય ઉદ્દેશ, એમાં જે જેટલો ચતુર તેટલોજ વિજ્ઞ; એ તમામ મેં નજરે જોઇ શાંભળી મીમાંસા કરી છે. નરહત્યા, સ્ત્રીહત્યા, સુરાપાન, ગોમાંસ ભક્ષણ, અપહરણ, મિથ્યાકથન, પરદારગમન, વગેરેમાં કંઇ પાપ નથી. આત્મસુખ સાધવા સારૂ આવશ્યકતા જણાય તો તમામ કરવા જેવાં."

આપણે આપણા રક્ષણ સારૂં તે કાર્ય કરીએ છીએ, માટે તેમાં પાપ નથી. અનર્થક કુચિન્તા હૃદયધામે સ્થાનાર્પણ કરી મનનું સ્વાછન્દય નષ્ટ કેમ કરે છે.? સ્થિર થઇ સ્વકાર્ય સમ્પન્ન કરો.

બળદેવની વચનાવલિ શાંભળી શ્યામપદ બોલ્યો,—બળદેવ! " મને તમારા જેવો ઉપકારી બન્ધુ કોઇ મળશે નહિ. શાસ્ત્રની કેવી ચમત્કારી વાર્તાઓ કહી!! ઇતિહાસાદિનો કેવો સાર ગ્રહણ કર્યો છે. વાહ! તમારા જેવા વિજ્ઞ વિચારક નર થોડાક હશે. ભાઇ! હું તમારા ગુણથી નિષ્કૃતિ પામીશ." ચાલો બીજાં કાર્ય કરીએ, એમ બોલી મન્ત્રણા ગૃહમાંથી બહાર નિકળ્યા.

હાય! " આવા નરાધમ નારકીઓથી ભારતની ઉન્નતિની આશા કરવી એ એક વિડમ્બણા ગણાય; જેને ધર્માધર્મનું જ્ઞાન નહિ, અધર્મની અશ્રદ્ધા નહિ, પાપનો ક્ષોભ નહિ, નરકનો ભય નહિ, સમાજબન્ધનની ઇચ્છા નહિ તેનાથી ઉન્નતિની આશા રાખવી અને શુન્ય ગૃહ નિર્માણ કરવું એ બેઉ સમાન; બળદેવ! તારી મીમાંસા તારી પાસે રહેવા દે; ઇશ્વરની પાસે કાય મનો વાકયથી પ્રાર્થના કરૂં છું કે તારી મીમાંસા બીજાના કર્ણમાં સ્થાન લાભ ન મેળવે. તું સમાજનો ભયાનક શત્રુ; જાતે ગુરૂતર પાપ સંચય કરી નરક વાસને યોગ્ય થયો છે, હવે બીજાને બોધ કરીશ નહિ.

સાધુના પવિત્ર નયનમાં આ પાપાન્જન લીપ્ત કરીશ નહિ, પારધીની બંશીના નાદની માફક બીજા સાધુ સદાશય નર–કુરંગના પ્રાણ હણીશ નહિ બળદેવ! તારા જન્મનેધિક! તારી ગર્ભધારિણીને ધિક! કંઈ પાપિણીએ કઇ કુખમાં તારો ગર્ભ ધારણ કર્યો હતો તે તો કહે. તારો જન્મદાતા પિતા નિશ્ચય ઘોર નારકી; તેવો ન હોય તો તું આવો કેમ ઉઠે? તારા જેવું સન્તાન પૃથ્વીપર કાળ રાત્રિના જેવું, તારૂં નામ પાડનારીએ મહાન્ પાપ કર્યાં હશે. તું ત્વરાથી પૃથ્વીનો પરિત્યાગ કર. તેમ કરીશ તોજ અનેક પરિમાણે મંગળદાયક થશે. "

---

## ખંડ ૬ ઠો દ્વીપમાં વહાણ.

## પ્રકરણ ૧ લું

### વર્ષાકાળ.

ક્રમે વર્ષાકાળ આવ્યો; અજન સદૃશ નિબિડ મેઘમાલાથી ગગન મંડળ છવાઇ રહ્યું છે. દશે દિશાઓ અન્ધકાર, જરમર જરમર વૃષ્ટિથી વર્ષાદ ધરા તળપર છંટકાવ કરી રહ્યો છે. વચમાં વચમાં નવનીરદાવલીની ઘોરતર ગંભીર ગર્જના અને ચંચલાના ઉજ્વળ ઝબકારાથી દીઙ્મન્ડળ પ્રતિધ્વનિત અને શોભાયમાન દેખાય છે. પ્રબળતર પંચવાયુ પ્રવાહિત થઈ, વૃક્ષલત્તાદિ ભાગી પોતાના પ્રબળ પરાક્રમનો પરિચય પ્રદાન કરે છે, શ્રોતસ્વતી તરંગિણીઓ નવજીવનથી નવયૌવન પ્રાપ્ત કરી કિનારા ભાગી પોતાની નિર્મળા પ્રકૃતિનો પ્રભાવ દેખાડી કુલ્ કુલ્ કુલ્ શબ્દ કરતી જલધિને આલિંગન દેઇ પરિતુષ્ટ કરવા નિમિત્ત સત્વરાએ હડહડાટ ગમન કરવા લાગી. ખાળ, ખાડી, તળાવ તમામ પરિપૂર્ણ થયાં. મેડકકુલની ઢરૂહાં ઢરૂહાં ધ્વનિ કુ—પૃષ્ટે પ્રતિધ્વનિત થવા લાગી મદમત્ત મયુરો પુચ્છ વિસ્તારો વિકશિત કદંબ શાખી શાખાપર બેસવા લાગ્યા, પ્રિયાસમભીવ્યવહારે સુચતુરા ઢેલો ગુમ્ ગુમ્ શબ્દની સાથે ઐકયતા કરી પાદ ક્ષેપ કરતી પ્રેમભર ભાવથી નૃત્ય કરવા લાગીઓ. તૃષાતુર ચાતક ઉર્ધ્વ મુખે થઇ વારી ધારા પાન કરવા લાગ્યું. જુદી જુદી જાતનાં વનપશુ રૂતુમતિ પૃથ્વીના નૂતન વાસમાં કાર્ય સમ્પન્ન કરતાં જણાયાં. સેફાલિકા, ચમ્બેલી, કદંબ, કુટજ વગેરે કુસુમ પ્રસ્ફુટિત થઇ સદગન્ધે દશે દિશાઓ આમોદિત કરવા લાગ્યાં. નાના પ્રકારની ઔષધિ જથ્થાબંધ સમુત્પન્ન થવામાં બાકી રહી નથી. ક્રમે જીવગણોને સ્થાનાન્તર ગમનાગમનનો સુયોગ પણ બંધ થયો.

આ વખત યુવરાજ ઉપેન્દ્રસિંહના નયનથી વારી ધારા સાથે અનવરત અશ્રુધારા પડવા લાગી. તેનો શોક સાગર બેવડો ઉલટયો, અને પ્રિયા ચરિતૂનો કર્મકાન્ડ મનોમંદરમાં ઉદય પામી અસહ્ય દુઃખ વેદના અને અનુતાપ થવા લાગ્યો. તે વખત પ્રિયાને સંબોધન કરી મ્લાન વદને પતિગતે " હા દીર્ઘકેશી ! તું કયાં રહી છે ? અને હું કયાં છું ? હવે હું તારૂં દર્શન નહિ

થાય ? મેં પૂર્વ જન્માર્જિત પુણ્ય ફળથી તને મેળવી, પણ આ કાળે કર્મ ફળના ભોગ રહિત કેમ થાઉંછું ? મેં કંઇ દુષ્કૃત કર્યાં હશે, નહિતો મારી અવસ્થા આવી ન થાય? હા પતિ સોહાગિની ! તારા પ્રાણપ્રીતની કેવી દુરાવસ્થા થઈ છે. તે એકવાર આવીને જો ; તારે અભાવે સંસાર શુંન્યમય દેખુંછું ! હૃદય વ્યાકુલિત થાય છે. પ્રાણ, ન જતાં અસહ્ય વેદના આપેછે. હે મમ હૃદય સર સરોજિનિ ! તું મારા હૃદયને અન્ધકારમય બનાવી કયાં રહીછુ ? ક્યાં જવાથી તારૂં દર્શન થશે ? હા પ્રિયે ! હા પ્રિયવાદિની હા સુગંધ ભાવે ! હા સરલે ! હુ તારાથી વિયોગી કેમ થયો. હવે મારે જીવવાનું ફળ શું ? મારા પ્રાણ તમે જાવ, હું આ દુઃસહ્ય વેદનામાંથી છુટો થાઉં વળી કોઇ વખત જલદમાલાને સંબોધન કરી હે વારિદકુલ ! તમે કેમ મારા દુઃખે દુઃખિત હોવા છતાં અજસ્ત્રવારી રૂપ અશ્રુબિન્દુ વિસર્જન કરોછો ? જો ખરેખર તમે મારા નિમિત્ત દુઃખી થતા હો તો મારી પ્રાણાધિકા પ્રિયા જ્યાં હોય ત્યાં સંદેશો પ્હોચાડી મને વેળાશર મેળવો. ” યુવરાજ પ્રિયા વિયોગથી આ રૂપ વિલાપ કરી સાતિશય દુરાવસ્થા ભોગવી દિનયામિની અતિવાહિત કરવા લાગ્યો. પરંતુ કોઇ રીતે દ્વીપમાંથી સામે કિનારે જઇ શકાય તેવું નહોતું.

---

## પ્રકરણ ૨ જું.

## બંદીવાન અને યુવક.

એક દિવસ તે સમુદ્ર કિનારે જઇ સરિતા પતિની તરંગમાલા અવલોકન કરતો હતો, તે સમયે જોવામાં આવ્યું કે, કોઇ એક મોટું વ્હાણ સમુદ્ર મધ્યે થઇ જાય છે. તે જોઇ સંકેત દ્વારા સુકાનીને બોલાવા લાગ્યો વ્હાણમાં બેઠેલા લોક જોત જોતામાં તીરે આવ્યા. પછી નૌકામાંથી એક યુવક બહાર નિકળી આવી યુવરાજને પુછવા લાગ્યો,—

“ આપ કોણ છો ? અમને કેમ બોલાવ્યા ? ”

બંદીવાન (યુવરાજ )—“ હું કર્મ દોષથી આ સ્થાને પડ્યો છું, માટે આપ કૃપા કરી મને કિનારે લેઇ જશો તો આપનો સેવક થઈ રહીશ; વળી તમારાથી ઉપકાર થવાની શંભાવના છે એમ મારી ખાત્રી છે. ”

યુવક૦—" તમે મારા સેવક થાવ તો હરકત નથી, પણ હું સંસાર ત્યાગ કરી તીર્થ યાત્રાએ આવ્યો છું. આ અવસ્થામાં આપના ઉપકારની પ્રત્યાશા નથી. હું કોઇના ઉપર કામનાથી ઉપકાર કરતો નથી. પરતુ તમે બંદીવાન્, મને શું ઉપકાર કરશો. "

બંદી૦—" જે કરવાનો હશે તે થશે. આ વખત મને મુક્ત કરો યા ન કરો, જેવી આપની મરજી."

યુવક૦—" હું પુછુછું કે આપનું નામ શું ? અને કોણે આપની આ અવસ્થા કરી ? "

બંદી૦—" મારૂ નામ ઉપેન્દ્રસિંહ; અને કોણે મારી આવી દશા કરી, તેનો ઉત્તર દેવાની મારી ઇચ્છા નથી. "

યુવક૦—" તમે જ્યાં સુધી તેનું નામ નહિ કહો ત્યાંસુધી તમને નૌકામાં નહિ લઉં. "

બંદી૦—" ત્યારે શાંભળો,—કોઇ સ્થાનની એક રમણી. નામ કિરણબાળા. "

યુવક૦—" તે કયું સ્થાન તેનું નામ કહોછો કે નહિ ? "

બંદી૦—" હું તે સ્થાનનું નામ જાણતો નથી, એમ બોલી થોડું થોડું વર્ણન કરવા લાગ્યો. "

યુવક૦—" સ્વહસ્તે તે પાપિણી-રાક્ષસીને તમે પ્રાણદન્ડની શિક્ષા કરી શક્યા નહિ ? "

બંદી૦—" આપ એ વાત મુખે આણશો નહિ, તે મારી પરમોપકારિણી; આત્મીયા; અનુગતા—એમ બોલી દીર્ઘ નિશ્વાસ મુક્યો. "

યુવક૦—" સમજ્યો, હવે બોલશો નહિ. "

આ પ્રમાણે પ્રશ્નોત્તર થયા પછી, આવો એમ કહી હસ્ત પકડી યુવકે નૌકામાં લીધો. અને એક મનોહર આસન પર બન્ને જણ સાથે બેસી સુખેથી કથોપકથન કરવા લાગ્યા. જોત જોતામાં નૌકા સડસડાટ ચાલવા લાગ્યું, બન્ને જણ જળનિધિના નાના વ્યાપાર અવલોકન કરવા લાગ્યા. કોઇ દિશાએ બહુ દૂર વિસ્તીર્ણ બરફના જેવા શ્વેત પર્વતો આકાશ મન્ડળમાં ડોકીઆં કરી રહ્યા છે. કોઈ સ્થાને વિવિધ વન પાદપથી પરિશોભિત દ્વીપ

ખડ, અત્યાશ્ચર્ય અનિર્વચનીય શોભા સમ્પાદન કરી સમુદ્ર હૃદયે મરકત મણિની પેઠે શોભા આપે છે. કોઇ સ્થાને સુદીર્ઘ સુંદરનગ, વિકશિત કુસુમાન્કૃત પાદપ નિકરે સર્વાંગ શોભિત કરી બિરાજી રહ્યા છે. કોઇ સ્થાને ભયાનક આ.વર્તમાળા વિઘૂર્ણિત થઇ જીવન રાશિને આલોડિત કરે છે. કોઇ ઠેકાણે જળરાશિ શ્રોત વિહિન થઇ ગંભીર ભાવ અવલમ્બન કરે છે, અને તેના ઉપર સુવિસ્તૃત દામરાશિ શોભા આપે છે. કોઇ ઠેકાણે રક્ત, પીત્ત અને શ્વેત વર્ણનાં જળરાશિ શોભા આપી રહ્યાં છે. કોઇ સ્થાને પ્રવાળ શાખા પ્રશાખા વિસ્તારી મનોહારિણી શોભા ધરણ કરી રહ્યાં છે. કોઈ સ્થાને વૃહદાકાર જળજન્તુઓ વિવિધ પ્રકારની ક્રીડા કરે છે. બન્ને જણ આ પ્રમાણે સમુદ્ર શોભા જોતા જોતા જળમાર્ગ કાપવા લાગ્યા. યુવકના સહવાસથી બદીના મનનું દુઃખ અનેક પરિણામે કમી થયું. શયન, ભોજન, ઉપવેશન વગેરે કોઇ વાતનું કષ્ટ રહ્યુ નહિ. વિશેષમાં યુવક બદીને મનોહર શય્યામાં શયન કરાવી પોતે સામાન્ય શય્યામાં શયન કરવા લાગ્યો. કેટલાક દિવસ પછી નૌકા સેતુબન્ધ રામેશ્વર આગળ આવી પ્હોંચ્યુ. ત્યાં તમામ કિનારે ઉતરી જ્યાં જેને જવાનું હતું ત્યાં ચાલ્યા ગયા. પરન્તુ આશ્ચર્યની વાત એકે, કિનારે ઉતર્યા કે તરતજ પ્રબળ વેગથી નૌકા જે રસ્તે આવ્યુ હતું તે રસ્તે ચાલ્યું ગયું.



## ખંડ ૭ મો—અન્વેષણ.



### પ્રકરણ ૧ લું.

### તારાનાથની શોકાતુર રાણી.

આ—તરફ પ્રજાપાલક, દીનબન્ધુ, દયાસાગર, શોકાર્ત આનન્દમાં મગ્ન વૃદ્ધ રાજા તારાનાથ અચિર જાત કુસુમકોમળ કુમાર જેવા કુમારને હસ્તમાં લેઇ, આનન્દાશ્રુ જળથી બાલકનું સર્વાંગ ભીંજવતાં ભીંજવતાં અન્તઃપુરસ્થ વૃદ્ધા મહિષી પ્રમદા નજીક ગમન કરી કંઠ રોધોત્પન્ન ગદગદ વચનથી સમસ્ત વૃતાન્ત વર્ણન કરી કુમારના કુમારને કામિનીના કોમળ કરમાં સમર્પણ કર્યો. વૃદ્ધ મહિષી આ વખત સાવધ પણામાં બેઠી હતી.

મુતના નવજાત સુતને સાદરે વક્ષઃસ્થળમાં અર્પણ કરી અદગદિત કંઠે વિલાપ કરવા લાગી.

“ બાપ મારો ઉપેન્દ્રસિંહ ! તમે દુઃખિણી જનનીનો પરિત્યાગ કરી ક્યાં રહ્યા છો ? હું તમારાં દર્શન વિના સંસાર શુન્યમય દેખું છું. અનેક દિવસ થયાં મેં તમારૂ મુખચન્દ્ર જોયું નથી. હૃદય ફાટે છે. તમે મારી અનેક તપસ્યાનું ધન. મેં કેટલાંક કઠોર વ્રતના ફળથી તમારો જન્મ લાભ મેળવ્યો છે. તમે મારે એક માત્ર સન્તાન. અન્ધની લાકડી, કૃપણનું ધન, બાપ ધના અનેક દિવસ થયાં તમારા વદન સુધાકર વિનિર્ગત ‘મા’ શબ્દની અધિકારિણી થઇ નથી. એકવાર આ સમયે આવી ‘મા’ શબ્દથી બોલાવી મારો તાપિત પ્રાણ શીતલ કર. અને હું બન્ને કુમારને બન્ને કક્ષે લેઇ યુગમત આનંદ નીરમાં નિમગ્ન થાઉ. પુત્રા તમે રાજાના પુત્રા રાજાધિરાજા જન્મથી દુઃખ ક્લેશનું મોઢું જોયુ નથી, હાય! તમે દુર્ગમ વનમાં પડી કેટલાં કષ્ટ ભોગવ્યાં હશે. નવા ઉત્પન્ન થયેલા મનોહર કમળના જેવું મુખ. સૂર્ય કિરણ સંસ્પર્શે, નિરભ્રષ્ટ કમળની માફક મ્લાન થઇ ગયા છતાં કેટલીક અસહ્ય વેદના ભોગવી હશે. પ્રિયપુત્ર ! ક્ષુધા સમયે તમને ખાવાનું કોણ આપતું હશે ? વનમાં ‘મા, કહી કોની પાસે જતા હશો? મારી પેઠે કોણ તમારા મસ્તકે, મુખે અને સર્વાંગે હસ્ત ફેરવી મુખચુબન કરી સ્નેહ સાદર બતાવતુ હશે. હા પુત્ર ! હા દુઃખિણીનું ધન ! હા જીવનનું જીવન ! તમે કયાંછો? બહુ વિધ જંગલી પ્રાણીઓ વચ્ચે અઘોર વનમાં બહુ કષ્ટ ભોગવતા હશો હા પ્રિય સન્તાના શું તમે જીવતાછો? દુઃખિણી જનનીનો એકીવારે પરિત્યાગ કરી ગયાછો. હું ક્યાં આવું તો તમારૂ દર્શન થાય. હા વિધાતઃ મારા નશીબમાં આ–હતું. હુ આ જન્મે દુઃખિણી; હવે કેટલાં દુઃખ સહ્ય કરીશ. પ્રાણા મારા દેહસ્થ પ્રાણ! તમે જાવ, હવે હું આ જોઈ સાંભળી ઉદ્ધાર પામીશ. હે સર્વ વિઘ્ન વિનાશક દેવતાઓ ! આપના પ્રત્યે દાસીની વિનય વચનથી એજ પ્રાર્થના છે કે, મારા પ્રિય પુત્રને કંઇ વિઘ્ન ન નડે. પુત્રના કોમળ અંગે કંટક ચિન્હ ન થાય મેં જન્મથી આપના ચરણ વગર કંઇ જાણ્યું નથી. આ વખત ચરણતરી પ્રદાન કરી આશ્રિતા દાસીના સર્વસ્વ ધનની રક્ષા કરજો. રે પતિવ્રતે તિલોતમે! તમે રાજાની કન્યા, રાજાની વધૂ, રાજાધિરાજ ઉપેન્દ્રસિંહની મહિષી; તમારા અદૃષ્ટમાં આવો ક્લેશ હતો એવું મેં સ્વપ્ને પણ જાણ્યું નહોતું. તમે કદિ સૂર્યનું મુખ દીઠું નથી, તમે કદિ ઘરની બાહેર નિકળ્યાં

નથી, કેમ કરી દુર્ગમ વનમાં ભ્રમણ અને વાસ કરોછો. તમે મારાં સુકુમાર કુસુમ કોમળા, કેમ કરી અસહ્ય કષ્ટ સહન કરોછો !! હાય! હવે હું શું કરૂં. એકે સ્થિર થવાનું સ્થાન નથી. ક્યાં જઇ મારૂં હૃદય શીતળ કરૂં." આ પ્રમાણે વિલાપ કરવા લાગી. રૂદન ધ્વનિથી અંતઃપુર પરિપૂર્ણ થઇ ગયું. વૃદ્ધ રાજા નાના પ્રકારથી સમજાવવા લાગ્યો. ધીમે ધીમે રોતી બંધ રહી

આજ નવકુમારના નામાભિધાનનો દિવસ હોવાથી ઘેર ઘેર ગાન વાદ્ય અને મંગલોત્સવનો આરંભ થયો. નૃપતિએ નવકુમારનું નામ "મૃગલાન્છન" પાડયું. મૃગલાન્છન, રાજા રાણીના મહાન્ યત્નથી શુક્લ પક્ષના ચન્દ્રમાની પેઠે વૃદ્ધિ પામવા લાગ્યો.



## પ્રકરણ ૨ જું.

## શરદકાળ.

પછી શરદ ઋતુ આવી. આચ્છાદિત મેઘમાળા ધીમે ધીમે શુન્યમય થઇ અન્તર્હિત થઇ. નીલવર્ણ આકાશ—પ્રદેશ સ્થિત જ્યોતિષ્માન સકળ મનોહારિણી જ્યોતિઃ પ્રાપ્ત થઇ. કુમુદિનો નાયક ભગવાન્ ચન્દ્ર, સ્વકીય નિર્મળ કિરણ જાળથી જગત શુભ્રીકૃત કરી જનગણનું મનોહરણ કરવા લાગ્યો. પતિના સૌભાગ્ય ગર્વથી ગર્વિતા કુમુદિનીનું ટોળુ સરોવરમાં હાસ્ય કરવા લાગ્યું. સ્થલજ, જલજ, કમળ સકળ સેફાલિકા વગેરે પુષ્પ, વિકશિત થઇ શુભ્રવર્ણે અને સૌગન્ધે, દશદિક શુભ્રીકૃત અને આમોદિત કરવા લાગ્યાં. કાશ કુસુમ વિકશિત થઈ શરદ રાજના શ્વેત છત્રનું કાર્ય "સારવા લાગ્યું. અગસ્તોદયે સલિલ જેવી સ્વચ્છ અવસ્થા પ્રાપ્ત કરી દર્પણની પેઠે શોભા ધારણ કરી. રૂત ગામિની ગભીર નીરા તરંગિણીઓ સુપ્રતરા થઇ. અસ્માન્ કર્દમ તમામ સુકાવાથી ગમન પથ સઘળા સુગમ્ય થયા. લજ્જાવતી નવવધૂની પેઠે અવનત મુખી કલમા (ડાંગર) સકળ કૃષકોને આનન્દદાયિની થઇ જનગણના મનોનયનની પ્રિતી સંપાદન કરવા લાગી. વૃષભોએ, નદીના તટે અને પર્વતોની માટીવાળી ભેખડોમાં વપ્ર ક્રીડા (માટી ઉછાળવી) નો આરંભ કર્યો. કેલીપર કલહંસ યુકત બહુ દુર "વિસ્તીર્ણ નદીના ભિનસ્રવાળા રેતાળ પ્રદેશમાં શરદરાજની યશોભાતિનું અનુકરણ થવા લાગ્યું. વૃદ્ધ નૃપતિ, શરદ કાળ દર્શનથી પુત્ર વિચ્છેદે ,યત્પરોનાસ્તિ દુઃખી થઈ હાહાકાર કરવા લાગ્યો.

આ પ્રમાણે અપાર કષ્ટે ઘણા દિવસ કાઢયા. તથાપિ પુત્ર મુખ જોવાને સમર્થ થયો નહિ. કુમાર મૃગલાન્ચ્છને વૃદ્ધ રાજાને શોકથી આક્રાન્ત અને પ્રપીડિત થતો જોઇ તેમનું દુઃખ દૂર કરવા નિમિતે બાર વર્ષની વયે કાર્યમાં પ્રવૃત થયો. કાર્ય ધુરન્ધર મૃગલાન્ચ્છન, સુમધુર વાક્ય કૌશળતાથી અવિચલિત ભક્તિ પ્રભાવે અને રાજકાર્ય પર્યાલોચનથી નૃપતિ તારાનાથનો શોક કંઇક અંશે હરવા લાગ્યો. પણ જનક-જનનીનો વૃતાન્ત મનમાં દરેક ક્ષણે યત્પરોનાસ્તિ વેદના કરવા લાગ્યો. મૃગલાન્ચ્છને તેમના શોધ માટે દશે દિશાએ કાસદો મોકલ્યા, અને જાતે પણ જવા કૃત સંકલ્પ થયો.

---

## પ્રકરણ ૩ જું.

## મૃગલાન્ચ્છનનું મૃગયા—નિમિત્ત.

મૃગલાન્ચ્છને એક દિવસ વૃદ્ધરાજાની પાસે જઇ વિનંતી કરી કે,—"મહારાજા આપ જો પ્રસન્ન થઇ પરવાનગી આપતા હો તો એકવાર મૃગયા રમવા જાઉ" તારાનાથે, "ઘણી ખુશીની સાથે આજ્ઞા આપી;" કારણ કે તે સર્વદા મૃગલાન્ચ્છનને ઉદ્વેગ યુક્ત જોતો હતો. મૃગયા રમવા જવાથી કદિ તેનું ચિત્ત સ્થિર થાય એવી વાસનાથી આજ્ઞા આપી હતી. મૃગયાની તૈયારી-ઉદ્યોગ થવા લાગ્યો. વગર વિલંબે કેટલુંક શબર સૈન્ય, માંસ શોણિતના તૃષાતુર ભયંકર કુતરા અને પશુ બન્ધન ફાંસા લેઈ પૂર વેગમાં ચાલવા લાગ્યું. બીજા કેટલાક લોક કવચ પ્હેરી ઝગઝગતી તરવારો અને બીજાં અસ્ત્ર શસ્ત્ર ધારણ કરી ચાલવા લાગ્યા. બન્દુકધારી પાયદળ સમુહ હારબંધ ચિત્રની પેઠે નિસ્તબ્ધ ભાવથી ચાલવા લાગ્યું. શરશરાસન ધારી ક્ષિપ્ર હસ્તી સુચતુર અશ્વારોહી સૈન્ય તમામ બહાર નિકળ્યું. મૃગયા યોગ્ય વેશધારી માતંગ પૃષ્ટારોહી સહકારી રાજકુમારો અને અમાત્ય વર્ગથી પરિવૃત થઈ કુમાર મૃગલાન્ચ્છન મૃગયાનું નિમિત્ત બતાવી પિતાની શોધ સારૂ શુભ મુહુર્તમાં નિકળ્યો. વિવિધ વેશધારી મૃગયાકારી જનગણના વસ્ત્રાલંકાર, અને અસ્ત્રશસ્ત્ર સૂર્ય કિરણ સંસ્પર્શે પ્રતિફલિત થઇ પૃથક્ પૃથક સુર્ય સદશ પ્રભા ધારણ કરી ખરતર પ્રતિધાન કિરણ જાલથી, દર્શનકારી જનસમુહના દર્શનના વ્યાઘાત થવા લાગ્યાં. એ શોભતા સૈન્યથી મૃગલાન્ચ્છન સહચરગણસહ મહાન્ કોલાહલથી પૂર્વોક્ત અરણ્યાભિમુખે જવા

લાગ્યો. અરણ્યમાં પ્રવેશ કર્યા પછી સમુદ્રના જળની માફક સુગભીર શબ્દથી જીવગણને શંકા થવા લાગી; ત્યારે સુગભીર વાક્યથી સૈનીકોને શકા યુક્ત થઇ કહેવા લાગ્યો.કે હે મૃગયાકારિન સૈન્યગણ! તમે મારા કહેણને ઉત્સાહથી લક્ષ આપી સાંભળો, તમે દઢ યત્નથી અને અતુલ ઉત્સાહથી અરણ્ય પ્રદેશનાં સર્વ સ્થળમાં વિચરી જે જે સ્થાને જે જે વ્યાપાર દીઠામાં આવે તે અમને જાહેર કરો.” સેનાગણ ‘કુમારનો જય થાવ’ એમ બોલી અરણ્યમાં પ્રવેશ કરી સ્વકાર્ય સાધન કરવા પ્રવૃત થયા. મૃગલાન્છનના મનમાં પિતાની શોધનો યત્ન હતો, મૃગયા માટે કંઇ નહોતું, માટે કેવળ સામે પૂરે આક્રમણકારી વરાહ, રીંછ, સિંહ વ્યાઘ્રાદિકને પ્રચૂર શૌર્યની સાથે હણતાં હણતાં અરણ્ય પ્રદેશમાં ભ્રમવા લાગ્યો. સૈનિકો એટલા બધા પશુવધમાં પ્રવૃત્ત થયા કે મોટા પર્વત જેવડો હણેલા પ્રાણીઓનો ઢગલો થયો. એમ કહેવાથી અત્યુક્તિ થશે નહિ. ખરેખર તેમજ હતું. અરણ્યમાં પશુઓનુ શોણિત વહેવા લાગ્યુ સૈન્યગણના કલરવથી, અશ્વના ખોખારાથી, હસ્તીની ભીમ ગર્જ્જનાથી અને ભારે પ્રહારથી પ્રવીડિત પશુ યુથના હૃદય વિદારક દયામણા શબ્દથી અરણ્ય પ્રતિધ્વનિત થવા લાગ્યું. ભય વ્યાકુલિત પ્રાણી એક તરફથી બીજી તરફ નાશ ભાગ કરવા લાગ્યાં.—શબર સેના તેના પછવાડે પડવા લાગી. વચમાં વચમાં પેલો વરાહ પેલો મહિષ, પેલું રીંછ, પેલો વ્યાઘ્ર, પેલો સિંહ અને પેલો રહ્યો મહાન માતગ એમ બૂમો પડવા લાગી. બીજો પ્હોર પછી મૃગયા બધ થવાથી અરણ્ય શુન્યાવત્ દેખાવા લાગ્યું.

સેનાગણ મૃગલાન્છનની શોધ કરતાં કરતાં તેની પાસે આવી પ્હોંચ્યા. મહારાજ તેઓને મળ્યા. પછી પ્રધાન, અમાત્યના તરફ જોઇ બોલ્યો, —“અમાત્ય! તમે સેનાપતિને આદેશ કરો કે તે અધીક દૌરાત્મ્ય ન કરે, અને કેટલાક મનુષ્યોને જળ વાસ્તે મોકલો.” કુમાર આ આજ્ઞા કરતો હતો તે વખત કેટલુક વનચારી સૈન્ય હાજર હતુ. કુમારના બોલી રહ્યા પછી તરતજ એક ઘોડેશ્વારે નિવેદન કર્યું કે, દેવ! અધમ દાસની કિંચિત વાત શાંભળો. “આ વનના ઉતર ભાગમાં હું ફરતો ફરતો બહુ દૂર જતો રહ્યો ત્યાં આગળ એક કમળ કુમુદ પરિશોભિત સરોવરના કિનારા પર એક આનન્દમયી મૂર્તિ જોઇ આવ્યો છું. તે ભક્તિમયી આનન્દદાયીની મૂર્તિનું દર્શન કર્યા પછી મારા મનમાં ભક્તિનો ઉદય થયો; તેનું વર્ણન કરવા અસમર્થ છું!” જો આપને મરજી હોય તો, ત્યાં સુખપાલમાં બેસી જવા-

થી વિશેષ સુખ લાભ થશે મૃગલાન્છન તથાસ્તુ બોલી સૈન્ય સાથે લેઈ પૂર્વોક્ત સરોવર તરફ ચાલવા લાગ્યો. કુમાર યથાકાળે ત્યાં આવી સુખપાલમાંથી બ્હાર નિકળ્યો. મૃગલાન્છન ક્ષણકાળ તે સરોવરને તટે ઉભો રહી તેની મનોહારિણી શોભાનું અવલોકન કરતાં કરતાં પૂર્વ ભાગસ્થ મન્દિરની મધ્યસ્થા આનન્દમયી મૂર્તિનું દર્શન કરવા આગળ ચાલવા લાગ્યો. ત્યાં આવી ક્ષણકાળ નિસ્પન્દ નયનથી આનન્દમયી મૂર્તિનું દર્શન કરી, કૃતાંજલી પુટે ભૂમિ પર પડી પ્રણામ કર્યા. પ્રણામ કરી ઉઠયા પછી ફરી વાર તેના મુખપાન માટે સતૃષ્ણ નયનથી જોઇ રહ્યો. સહેજમાં તેનું શરીર આનન્દથી પરિપૂર્ણ અને ભક્તિ રસથી અંતઃકરણ ભરાયું, શરીર કન્ટકિત થયું, બન્ને નયનથી અનર્ગલ અશ્રુજલ વહેવા લાગ્યાં ફરીથી પ્રણામ અને પ્રદક્ષિણા કરી દરમીઆન તેને કોઇએ બોલાવ્યો કે, “નૃપકુમાર! આ તમારી સ્નેહમયી માતા તિલોત્તમાની પ્રતિમૂર્ત્તિ;” એ શાંભળી મૃગલાન્છનની ધૈર્યતા જતી રહી. તેનું અતઃકરણ ઉત્સાહથી મા! મા! કહી બોલવા લાગ્યું. કુમાર આ વખત પોતાનો ભાવ છુપાવી શકયો નહિ કરૂણસ્વરે મા! મા! બોલી ઉચ્ચૈઃસ્વરે રૂદન કરતો કરતો પગે પડયો. સહચરો આ વ્યાપાર અવલોકન કરી તેને ઉઠાડી પુછવા લાગ્યા. કુમાર બોલ્યો,—પ્રિય સહચરો! “આ આનન્દમયી મૂર્ત્તિનું દર્શન કરવાથી મારો માતૃ શોક સો ધણો પ્રદિપ્ત થયો. હવે મારૂ અંતઃકરણ શું કરશે તે જાણવા હું અસમર્થ” મને એમ લાગી આવે છે કે, હું માતાને શોધતો શોધતો આવ્યો પણ મારા ભાગ્યે તેનો દર્શન લાભ થવા દીધો નહિ. હા માતઃ સન્તાન વત્સલે! “આપ આ હત ભાગ્ય સતાનનો પરિત્યાગ કરી ક્યાં સ્થાં છો? હું આપના શ્રીપાદપદ્મનાં દર્શન નહ પામુ? હા સ્નેહમયી જનનિ! આપ મારા નિમિત કેટલાંક દુઃખ અને વેદના ભોગ ભોગવો છો! મારૂ હતભાગ્ય કે મને ગર્ભમાં ધારણ કરી આપ કોઈ દિવસ સુખી થયાં નહિ. પ્રસવ વખતે પણ દારૂણ વેદના વેઠી હશે. તેમજ મારૂ મુખ અવલોકન કરી સુખ પ્રાપ્તિના બદલામાં દુસ્તર દુઃખમાં પડયા છો. નિશ્ચય હું ઘોર પાપિષ્ટ, તેમાં સંદેહ નહિ. તેમ ન હોય તો મારી આવી દશા કેમ થાય? હું માત્ર નામનો રાજવૈભવી, પણ ખરો વૈભવ ક્યાં છે; આપનાં દર્શન વગર દુઃખથી નિરંતર અંતર બળે છે. હું જન્મથીજ ન માતાનું મુખ જોવા સક્ષમ થયો, તેમજ ન પિતાનું મુખ જોવા ભાગ્યશાળી થયો. હાયરે વિધાતા!

મારા ભાગ્યના લેખ, તમે લલાટમાં આવા લખ્યા હતા ! ! હા જનનિ ! મારા મનમાં એક પ્રબળ દુઃખ થાય છે કે, એકવાર મા ! મા ! શબ્દથી આપને બોલાવી નહિ શકુ ? મારા મનનું મનમાં રહ્યું. અરે દૈવ ! હું તેમના શ્રીપાદપદ્મ દર્શન કરવા ક્યારે સમર્થ થઇશ ? હા માતા ! આપ જીવતાં છો ? હું પાપી સંતાનનો પરિત્યાગ કરી સુર લોકમાં ગમન તો નથી કર્યું ? હા પિતઃ દયાસાગર ! આપ જળ શોધવા નિમિત્તે જવાનું કહી ક્યાં ગયા ? મારા જેવા દુર્ભાગ્ય સંતાનનું મુખ જોવુ પડે માટે મારો પરિત્યાગ કર્યો ? તેમ ન હોય તો કંઇ જાતની વિપદમાં આપ ફસાયા છો ? હું હવે આપનું દર્શન નહિ પામુ ? આ વખત એક વાર પધારી મને દર્શન દાનથી ચરિતાર્થ કરો. હું આપના દર્શન વગર સંસાર શુન્યમય દેખુ છું. ” આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યો. તેથી આનન્દમયી મૂર્ત્તિ પણ મૃગલાન્ચ્છનના વિલાપ પ્રભાવથી કંઇ કંઇ વિગલિત થતી હોય એમ જણાવા લાગ્યું.

---

## પ્રકરણ ૪ થું.

## સંગીઓનો બોધ અને તારાનાથનું આગમન.

સહચરો મૃગલાન્ચ્છનને નાના પ્રકારનો બોધ દેવા લાગ્યા. કુમાર મૃગલાન્ચ્છન કોઇ રીતે પ્રબોધિત થયો નહિ. ત્યારે અમાત્યો તેને રાજધાની તરફ લેઈ જવા સારૂ ઉદ્યોગ કરવા લાગ્યા. ઉદ્યોગ કરવા માત્રમાં મૃગલાન્ચ્છન બોલ્યો, —“ આ પ્રતિમાનું દર્શન કરવાથી મારો પ્રાણ ઠરે છે. માટે મારે રાજભવનમાં આવવા અભિલાષા નથી. તમે શા માટે ઉદ્યોગ કરોછો ? ” આ શાંભળી એક વૃદ્ધ અમાત્યે ઉત્તર દીધો,—“ આ પ્રતિમાને રાજધાનીમાં સાથે લેઇ ચાલીએ તો કંઇ હરકત છે, ,, આ પ્રતિમાએ કેવળ આપનું મન હરણ કર્યું છે એટલુંજ નહિ; પણ અમારૂ અંતઃકરણ પણ કર્યું છે અમે પણ તેનો પરિત્યાગ કરી એક પગલુ આગળ ભરવાને શક્તિવાન નથી. મૃગલાન્ચ્છનને આ ઉત્તરથી પરમ પરિતોષ પ્રાપ્ત થયો. આ પ્રમાણે મૂર્તિ લેઇ જવા નક્કી થયું ત્યારે એક સન્યાસી આગળ આવી બોલ્યો,—

હે અમાત્યગણ ! હે રાજ કુમાર ! “ આ પ્રતિમાને કઇ લેઈ જવાનું કરશો નહિ.. આ સ્થળે વાસ કરી તેનું રક્ષણ કરો, તેમ કરવાથી તમારી મનોવાસના પૂર્ણ થશે. ” તમે રાજધાની તરફ જવાની આશા મુકી આ

સકળ સંવાદ વૃદ્ધ ભૂપતિ તારાનાથને કહેવરાવો. ધાર્મિકનાથને સંવાદ પ્હોં-ચતાં આ સ્થળે આવશે આ સન્યાસીની વાત સાંભળી મહારાજ તારાનાથને ખબર કહેવા સ્વાર મોકલ્યો. સ્વારે જઇ મહારાજને સકળ કથા નિવેદન કરી એટલે તરત વૃદ્ધ તારાનાથ આ સ્થળે આવી ઉભો. અને પ્રબળ કૌ-તૂહળથી પ્રતિમાને નિહાળી નિહાળીને જોવા લાગ્યો; તારાનાથ, મૂર્તિ જોઇ બોલ્યો,—" આના તરફ દુહિતૃસ્નેહોદય કેમ થયો ? વળી તેને પ્રણામ કર-વામાં તે મારો નિષેધ કરે છે, તેનું કારણ શું ? તથાપિ તેનો પરિત્યાગ કરવા મને ઇચ્છા તથી થતી કેમ ? " આ પ્રમાણે પ્રશ્ન કરે છે, તે અવ-શરે મૃગલાન્ચ્છને આવી પ્રમામ કરી વૃતાન્ત નિવેદન કરવા લાગ્યો,—મહા-શય ! " મારી એવી મરજી છે કે, આ સ્થળે નગર સ્થાપન કરી અત્રેજ નિવાસ કરવો; એ બાબતમાં આપની અનુમતિ મેળવી કૃતાર્થ થવા આશા રાખુછું. " વૃદ્ધ રાજાએ તત્ક્ષણાત અનુમતિ આપી. થોડા વખતમાં એક સંભવમત નગર સંસ્થાપિત કર્યું. અને મૃગલાન્ચ્છનના નામાનુસાર તેનું નામ "મૃગપુર" પાડયું. મૃગપુરથી સોમવતી પર્યંત એક રાજપંથ બધાવ્યો રાજપંથની બન્ને બાજુઓ, વૃક્ષ અને દુકાનોની હારથી સુસોભિત કરી. આ બંને નગરમાં સામસામી મનુષ્યો જવા આવવા લાગ્યાં સોમવતીમાં વૃદ્ધ રાજા તારાનાથ રહ્યો અને મૃ-ગલાન્ચ્છન રાજત્વ ભોગવવા લાગ્યો. અલ્પદિવસોમાં મૃગપુરમાં અસંખ્ય સન્યાસી, સહસ્ત્ર સહસ્ત્ર જનપદવાસી લોક આનંદમયી મૂર્તિનું દર્શન કરવા સારૂ આવવા લાગ્યા. વૃદ્ધ રાજા દુહિતૃસ્વરૂપા મૂર્તિનું દર્શન કરવા વખતો વખત અવરજવર કરવા લાગ્યો. છેવટે બાદશાહ ત્યાં બજાર એમ મૃગપુરની અવસ્થા થઇ.



## ખંડ ૮ મો કપટ જાળ.



## પ્રકરણ ૧ લું.

## લીલાએ ભુજેન્દ્રને ખોળ્યો

આ તરફ લીલા ઘરથી બ્હાર નિકળી ભારતના ઘણાં સ્થળોમાં, ઘ-ણાં તીર્થોમાં ફરી પણ કંઇ ભુજેન્દ્રનો પત્તો લાગ્યો નહિ. એક દિવસ મ-ધ્યાન્હ વખતે શ્રી ગયા ધામથી બે કોશને અંતરે આવેલા એક વિશાળ વૃક્ષ

નિચે બેશી બોલવા લાગી,—પ્રાણુનાથ ! સ્વામીન ! દેવ ભુજેન્દ્ર ! " આ હત ભાગિણી, કરમાલણુ લીલાએ આપના શ્રીપાદપદ્મે એવો શું અપરાધ કર્યો છે કે, તેનો આપે આમ છેક પરિત્યાગ કર્યો ? આ સંસારમાં મારે બીજુ તમવિણ કોણુ છે ? પ્રાણાધિક પ્રદ્યોતે મારો પરિત્યાગ કર્યો છે, આપ મારી તપાસલ્યો; આપ સિવાય બીજું મારે શું હતું ! બહુ દિવસ થયાં આપના મુખશશીનું દર્શન થયું નથી. અભય-પ્રદ શ્રી ચરણુમાં ચન્દનાક્ત પુષ્પદામ અર્પી પૂજા કરી શકી નથી. પ્રાણુનાથ! આપ, આપની લીલાની આંખો-એ કદી અશ્રુ દેખતા નહિ, પણુ આ ક્ષણે આવી જુવો, લીલાની આંખોના જળથી છાતી ભીંજાઇ ગઇ છે. નાથ! એકવાર આવી કોમળ કર—પલ્લવ-થી નયનનીર માર્જન કરી મારી રક્ષા કરો. હું નગરે નગર, ગ્રામે ગ્રામ, તીર્થે તીર્થે, વનેવન, આપને ખોળી વળી, પણુ આપ ક્યાંય મળ્યા નહિ; દેવ ! આપે આ હતભાગિણીનો પરિત્યાગ કરી શું સ્વર્ગ ધામે ગમન કર્યું છે. ? મેં પાપિણીએ તમામ ગુમાવ્યું !!! હાય ! મારો સંસાર કેમ શુન્ય મય થયો ? હવે આ પાપી દેહને રાખવાનું પ્રયોજન શું ? આ સમે મૃત્યુ એજ મારો પરમ બન્ધુ; હે દયાળુ યમરાજ ! દયા કરી આ પાપિણીનો ઉ-દ્ધાર કર. તમારાથીજ મારો બચાવ થશે. જો જીવવાથી પ્રાણુનાથના શ્રી-પાદ પદ્મનાં દર્શન ન પામુ તો મારે મૃત્યુથી બચવાનું કારણુ શું ? ભુજે-ન્દ્ર ! પ્રાણુનાથ ! ભુજેન્દ્ર ! જે જે બધી ઘટનાવલી, જે જે મધુમય ભાવ, તે આજે મારે માટે સમ પાતાળમાં પેશી ગયું છે. દયામય ! આ ભયાનક સમયે, દુર વિદેશે, આ સંકાકુલ વૃક્ષ તલે, આ ભયા-વહ દિશાઓએ, આ નિરાશ્રયા લીલાને આકુલિત કરી મુકી છે. પ્રા-પ્રાણુના પ્રાણુ ! લીલાએ આજ બે દિનથી અન્નજળ મેલ્યાં છે, એકવાર પા-સે આવો; અન્નજળ આપને ધરાવી પ્રસાદ ભક્ષણુ કરૂં. નાથ ! આ વિકટ પ્રદેશમાં લીલા આવી ચઢી છે તેનું રક્ષણુ કરો. પ્રદ્યોત ! તમે ક્યાં રહ્યા છો ? તમે મને કહ્યું છે કે, જનની ! ' પ્રદ્યોત છે ત્યાં સુધી શું ચિન્તા !' જેને આવું ઉપયુક્ત સન્તાન તેને આવી દીનતા ન શોભે. દીયર ! હું આ-જ તમારા અભાવથી પાંગલી; એકવાર આવી ઉત્તર આપી મારી રક્ષા કરો. પ્રભા ! મારી સુવર્ણ મૂર્ત્તિ પ્રભા ! તારા અદૃષ્ટમાં આવુ કષ્ટ હશે એમ મેં સ્વપ્નેય પણુ જાણ્યુ ન હોતું. નવ લતિકાએ ઉષ્ણુજળ રેડાશે એ-ગ સ્વપ્નમાં પણુ ખ્યાલ નહોતો આવ્યો. ભગિની ! તમે વિધ્વા !! આ

શબ્દ ઉચ્ચારણથી હૃદય ફાટી જાય છે. હા......અરે વિધાતા ! મારી સુવર્ણ પ્રતિમાના અદૃષ્ટમાં આવું લખ્યુ હતું !! પ્રભા ! પ્રાણાધિક પ્રભા ! તું મારી—વિધ્વા !! મારા પ્રદ્યોતની હૃદયહારિણી ! પ્રદ્યોતનું જીવન સર્વસ્વ ! સુવર્ણ વેલડી ! તું કેમ વિધ્વા થઇ !! પ્રદ્યોત તમારો પરિત્યાગ કરી ગયો છે ? અરે હૃદય ફાટી જા, હવે વેદના સહન થતી નથી. એમ બોલી છાતી કુટવા લાગી. "



## પ્રકરણ ૨ જું.

## લીલા અને ગુલાબ.

આ સમયે પેલી કુલટા પાપિણી ગુલાબ, અચાનક લીલા રોતી હતી તે વખતે આવી ઉભી. લીલાને જાણે આકાશનો ચન્દ્ર હાથ આવ્યો એમ માન્યું. આજે આશાનો અધિકાંશ સફળ થયો એમ જાણી મ્લાન મુખે લીલાની સામે જઇ સાદર સંભાષણથી બોલી,—

" હાય ! હાય ! આ શું થયું ? મારી સુવર્ણ વેલડીની આવી અવદશા કોણે કરી ? " લીલાએ ગુલાબને વિલક્ષણ દીઠી. તે આત્મબોધથી અનેક મનની વાતો કહેવા લાગી. લીલા, ગુલાબને ઓળખી બોલી,—

ભગિની ! " તમે ક્યાંથી આવ્યાં ? "

ગુલાબ.—" મ્હોટી બ્હેન ! આ હતભાગિણી કાશીથી આવે છે. તમે વગેરેના વિરહથી તમારા પિતૃદેવે શોકાર્ત થઇ ઘણા જણને તમારી ખોળ સારૂ મોકલ્યા છે, તેમાંની હું એક; હું તમને મુકીને જવાની નથી. "

લીલા.—ગુલાબ ! " હું મારા સ્વામીનો પત્તો મેળવવા સારૂ આવી છું, તેમને લીધા વિના ઘેર આવવાની નથી. "

આમ બોલતાં બોલતાં લીલા એકદમ બંધ પડી ગઇ, ગુલાબ અતિશય આક્રંદ કરી ઉઠી. તેનું રૂદન શાંભળી લીલા હાર પામી ગઇ, અને ઉતાવળથી જીજ્ઞાસા પૂર્વક પુછવા લાગી.

લીલા.—ગુલાબ ! " તને એકસ્માત રોવું કેમ આવ્યું ? તારી આ અવસ્થા જોઈ મારી સર્વ દિશાઓ શુન્યમય થઇ ગઇ છે. "

ગુલાબ૦—" તમારે શાંભળવાનું કંઈ કારણ નથી. આ વખતે ઘેર આસો, ત્યાં તમામ વાર્તા કહીશ. "

લીલાને, ગુલાબના માર્મિક બોલવાથી સંદેહ ઉત્પન્ન થયો અને પુનઃ પુનઃ જીજ્ઞાસા કરવા લાગી. પાપિણી રાક્ષસી ગુલાબ યોગ્ય પ્રસંગ જાણી બોલી,—ભગિની! " હું તમો વગેરેની શોધ મેળવવા સારૂ ઘણા દિવસ થયાં જયસ્થળમાંથી નીકળી છું. સોધતાં સોધતાં કેટલાક દિન ગત થયા પછી કાશી ક્ષેત્રના એક મુસાફર ખાનામાં તમારા સ્વામી દીઠામાં આવ્યા. તે ખરેખર માંદા હતા. મારે મુખેથી તમારા ગૃહ ત્યાગનો સંવાદ શાંભળી કેટલીકવાર સુધી નિસ્તબ્ધ થઈ રોવા લાગ્યા. મેં પાપિણીએ બહુ બોધ દીધો, પણ કંઇ પ્રબોધ લાગ્યો નહિ. ત્યાર પછી ઉત્તરોત્તર જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ થોડે થોડે મંદવાડ વધ્યો; આવી સ્થિતિ હોવાથી તેમનો પરિત્યાગ કરી મારાથી નિકળાયું નહિ. તેમની પાસે રહી સેવા ચાકરી કરવા લાગી. પણ મારી સેવાનું—મારી સેવાનું—હાય! કંઈ ફળ ફળ્યું નહિ. આખરે, હા—હાયરે! નિર્દય યમે; તેમનું હરણ કરી મારા સર્વંશનો નાશ કર્યો બ્હેન. હું અકર્મી તેમનું શેષ કાર્ય કર્યા પછી તમારી સોધ કરવા લાગી. આજ તમારો મેળાપ થયો. આ નિદારૂણ સંવાદ તમને કહેવાનો વખત આવશે એમ મેં સ્વપ્નમાં પણ ધાર્યું નહોતુ. "

લીલા શ્રવણ માત્રમાં " હા સ્વામિન્! બોલી મૂર્છિત થઇ ધરાપર પડી. " ગુલાબ પાસે જઇ રોવા લાગી; અને પોતાના મનમાં તેના મૃત્યુની કામના કરવા લાગી. પરંતુ થોડીક વાર પછી જાગૃત થઈ અને ગુલાબને સાથે લેઇ નજીક દેખાતી એક શરિતા તટે જવા સારૂ ઉઠી.

——:❀:——

## પ્રકરણ ૩ જું.

## લીલાએ નદીમાં મારેલો ભુસ્કો.

આ વખતે પૃથ્વી, રાત્રિના સમાગમથી ગાઢ અન્ધકાર વડે છેક છવાઈ ગઇ હતી. લીલા, ગુલાબના હસ્તમાં સ્વામિ દત્તવિલ આપી બોલી, —ગુલાબ! મને તમારો વિશ્વાસ છે; અને તમારા પર વિશ્વાસ લાવી આ વીલ તમને આપ્યુ છે, તે જો કયાંય પ્રભાને જુવો તો, તેને આપી કહેજો

કે, પ્રભા! " તારી હતભાગિણી લીલા બ્હેને તમને આશીર્વાદ કહી આ ચીલ આપ્યું છે, અને પોતાના સતીત્વ રક્ષણ સારૂં વિશેષ સાવધાન રહેજો. મારા પ્રદ્યોતના આદરની વસ્તુને અપવિત્ર કરશો નહિ. ઇચ્છા પ્રમાણે ધનાદિ, દાનાદિ કરી પવિત્ર અવસ્થામાં પરમ—પિતાની પાસે જવા યત્નવતી થજો." તમારી લીલા બ્હેન મરી ગઇ છે. પછી જો દીઠામાં ન આવે તો તમારૂ જે કર્તવ્ય હોય તે કરજો. હું હવે ઘેર આવવાની નથી. એમ બોલતાં બોલતાં નદીના ધરામાં ભુસ્કો માર્યો. પાપિણી ગુલાબની મનોવાંચ્છા પૂર્ણ થવાથી કંઇ સરખડ કર્યા વગર યથેચ્છ સ્થાને ચાલી ગઇ.

## ગુણેન્દ્ર

ગુણેન્દ્રે સંસાર પ્રેમમાં જલાંજલિ દેઇ કેટલાંક વર્ષ છુપે વેશે અહીં તહીં ભ્રમણ કર્યું, પણ ભાત શોકજનિત મનશ્ચાચલ્યના પ્રતિવિધાનોપાય કંઈ પ્રાપ્ત થયો નહિ; છતાં દિવસો દિવસ નવી નવી ભાવના ઉત્પન્ન થવા લાગી. શરીરે મલીન અને કૃષ થવા લાગ્યો. શરીરની શોભા કયાંય જતી રહી. મુખે હા પ્રદ્યોત! હા પ્રદ્યોત! એ વિના બીજો ઉચ્ચાર નહિ. આ અવસ્થામાં તેને પાકૃત પક્ષે પાંગલો કહેવામાં અત્યુક્તિ નથી. પેલા સ્યામપદે તેને આ અવસ્થામાં અવસ્થાપિત કર્યો છે.

---

## પ્રકરણ ૪ થું.

## વિષય—વાસના.

વિષય.—એ શબ્દ શાંભલવામાં મધુર,, તેવોજ ભયંકર; અર્થ અનર્થનું મલ; એની મોહિનીરૂપી માયામાં વિમોહિત ન હોય તેવા લોક જગતમાં અતિવિરલ; જેના અંતરમાં તેનો વાસ ન હોય તે પરમજ્ઞાની; પણ તેવા લોક આ માયામય સંસારમાં ઓછાજ, અર્થની સાથે સદ્વ્યવહાર રાખે તેવા લોક જગત્માં અતિઅલ્પ; સંસારમાં અધીક અર્થસાધક, તેની સાથે જો યૌવન, પ્રભુત્વ અને અવિવેકનો યોગ હોય તો બીજું કહેવાનુંજ શું. આ ચારે બાબતો એકત્ર થઇ મનુષ્યનું મનુષ્યત્વ નષ્ટ કરે છે. અને તેને પશુવત્ બનાવી દુષ્કર્મમાં નિરંતર નિયુક્ત રાખે છે. તેથી દયા, માયા, શાંતિ, ક્ષમા વગેરે વિવેકની સાથે કોઈ દૂર દેશમાં પલાયન કરી જાય છે, અને ધના-

કાંક્ષા, હિંસા, નિર્દયતા, નિર્મમતા વગેરે અવિવેકની સાથે દેહ રાજ્યમાં આધિપત્ય ભોગવે છે. તેને પરમેશ્વરે આપેલી આંખો છતાં સુપથ દેખતો નથી. લજ્જા, લજ્જા પામી તેનો ત્યાગ કરી જાય છે. અત્યાચારી ધનીના ભયથી સમાજ પણ કંમ્પીત થાય છે, માનીના માનનું રક્ષણ થવું દુર્ઘટ છે. કુલવતી સતીઓ આવા નરાધમોનું નામ શાંભળી થથરી જાય છે. અને સ્વાધિન ધન, પ્રાણ અને માનનું રક્ષણ કરવું પણ ભારે પડે છે. વસ્તુતઃ પ્રમત્ત ધનીને ધર્માધર્મનું જ્ઞાન રહેતું નથી, તેથી ગોવધ, સ્ત્રીવધ અને બ્રહ્મવધમાં ભય માનતો નથી, જેમ મરજીમાં આવે તેમ વર્ત્તે. તેનું રક્ષણ કંઇ પાપના વ્હેળાથી થાય ? વળી સમયગુણથી આત્મ સદૃશ જેવા સોબતીઓ મલી આવી શનિની પાસે કુમન્ત્રી બને. ભયાનક સમુદ્રમાં ભયાનક વા પ્રવાહિત થાય. ભયંકર દાવાનળમાં ખુબ સુકાં કાષ્ટ હોમે. સૂર્યની સાથે ભયંકર ધૂમકેતુનો સયોગ કરાવી દે. વિષકુંભમાં હલાહલ કાલકૂટ મિશ્રિત કરે. ધનમદ—મત્ત નરાધમ નારકી, પાપની પૂર્ણામૂર્તિ; તેનું મુખ જોવા માત્રથીજ રક્ત સુકાઇ જાય. પિતા વગરના બાળકના નયનનાં નીર, આ નરાધમોના અંતઃકરણને કોમળ કરવાને અશકત; નવિન વિધ્વાનાં શોકાશ્રુ પણ તેમના હૃદયને પિંગલાવી શકે નહિ. સંકટ સમયે વૃધ્ધોનો સારમય ઉપદેશ તેના મનમાં સ્થાન પામે નહિ. વળી તેને ભાતૃ–પ્રેમનો ભાવ ભાવે નહિ. સમાજ બન્ધન તરફ દૃષ્ટિ કરે નહિ. બ્હેનનો પ્રેમ તે સમજે નહિ. પાપીનયન પાપથી પરિપૂર્ણ. જ્યાં દેખે ત્યાંથી પાપ વગર પુણ્યનો સંચય કરે નહિ. પૃથ્વીની તમામ વસ્તુઓને આધીન રાખવા યત્ન કરે, બીજાની દારૂણ દુર્દશાનો ક્ષોભ નહિ, પોતાનું સુખ સ્વછન્યથી સંપન્ન થયું એટલે થયું. આનું જ્ઞાન તેના હૃદયમાં જાગતું રહે છે. પોતાનું માન, પોતાનું સુખ, પોતાની સંપત્તિ તેજ એક ખરૂમાને; તેની ધન પિપાસા અતિ બળવતી; તે પોતે પૃથ્વીની સમસ્ત સંપત્તિરૂપ ઔષધિ ભક્ષણ કરે તોપણ તેને શાન્તિ વળે નહિ. કોઇ વખત એવો વિચાર કરે નહિ કે આ તમામનો પરિત્યાગ કરી આવ્યા હતા તેવા એકલા જવું પડશે. કશુંય સંગે આવશે નહિ. કેવળ કર્માકર્મ જનિત ધર્માધર્મ ફકત સહગામી થશે. આપણે માંથે એક શાસન કર્તા છે. તે હજાર ચક્ષુવાળો હોવાથી તમામ દેખે છે. મારાં કૃત કર્મનાં ફળ નિશ્ચય મારે ભોગવવાં પડશે, કોઇ વખત ઉદ્ધાર પામી શકીશ નહિ, દુષ્કર્મ કર્મ કરી જનકને મુખ દેખાડતાં લાજ આવે તો આ પરમ પિતાને કેમ કરી પાપી મુખ દેખાડીશ, એવી ચિન્તા અધમ એકવાર પણ સ્વપ્નમાંય કરતો

નથી. ઇશ્વરના અસ્તિત્વનો અવિશ્વાસ કરે. આ અધમ, ઇશ્વરનો ત્યાજ્ય પુત્ર; પૂર્વના પુણ્ય બળે ઉચ્ચપદે ચઢયો એ વાત ખરી, પણ તે વર્ત્તમાન કાર્ય ગુણથી તેનાં મૂળ કાપે છે. પોતાના જવાના સુપથમાં કુપંથ રૂપી કાંટા પાથરે છે. શીતલ થવાની વાસનાએ પ્રજ્વલિત હુતાશનમાં પ્રવેશ કરે છે. સ્વર્ગને બદલે નરકનો વાસ નિર્માણ કરે છે. અમૃતને બદલે હળાહળ ભક્ષણ કરે છે. બીજાને પીડવામાં વિરત્વ માને છે.

## પ્રકરણ ૫ મું.

## ભુજેન્દ્રને વિષફળ ખવરાવ્યું.

એક દિવસ બીજા પ્હોરે ભુજેન્દ્ર ક્ષુધા તૃષાથી દુઃખી થઇ એક વૃક્ષ નિચે બેસી પોતાની અવસ્થા, લીલાની અવસ્થા, પ્રદ્યોતનું પરિણામ, શ્યામપદનું કાર્ય, ઇશ્વરનો વિષમય ભાવ, સંસારની અસારતા, સ્વાર્થ પરતાનાં ભયંકર લક્ષણ, મનુષ્ય સમાજના ગુણાગુણ એ બધી બાબતોનો વિચાર કરે છે. તે વખતે કર્ણમાં અવાજ થયો કે " બ્હેન લીલા તમારા અદૃષ્ટમાં આ હતું !! " તે શાંભળી ચકિત થયો, સત્વર તે સ્થાને જઇ ગુલાબને જોતાં આકાશનો ચન્દ્ર હસ્તમાં પડયો એમ લાગ્યું. અને ખેદ યુકત સ્વરથી પુછવા લાગ્યો,—ગુલાબ ! " મારી લીલા કયાં ? "

ગુલાબ રૂદન કરતાં કરતાં બોલી,—મહાશય !" આપના વિચ્છેદથી ગૃહત્યાગ કરી સન્યાસિની થઇ હતી. હું કાશી ધામે જતી હતી ગયાજીના પ્રદેશમાં નર્મળા વિષ્ણુપાદોદકી તટે તેની સાથે મારે મેળાપ થયો તેણે કોઇને મુખેથી આપનાં વિનાશની વાર્ત્તા વાંભળી નદીતટે મારા હસ્તમાં આ વીલ પ્રભાને આપવાનું કહી અતર્કિત ભાવથી તેણે આ પ્રમાણે દેહ ત્યાગ કર્યો છે." એમ બોલી ભુજેન્દ્રના હસ્તમાં વીલ મુક્યું. ભુજેન્દ્ર તમામ વાર્તા શાંભળી બહુવાર હસ્તમાં ઝાલી રાખી બહુ વિધ વિલાપ કરવા લાગ્યો.

આ પ્રમાણે એક દિવસ વીતી ગયો, અને બીજે દિવસે ગુલાબ તેની શાન્ત્વના કરી કિંચિત ફળજળ ભક્ષણ કરવા સારૂ વારંવાર બોધ કરવા લાગી. ભુજેન્દ્ર, ગુલાબની વિનતીનું ઉલ્લંઘન ન કરી શકવાથી આહાર કરવા બેઠો અને ગુલાબનુ આપેલુ વિષફળ નિર્જન સ્થાનમાં બેશી ખાવા લાગ્યો, થોડીકવારમાં થોડું ખાધું ન ખાધું ને શરીર તરફડીઆં મારવા

લાગ્યું. રગો તણાવા લાગી; ગુલાબનાપર વ્હેમ આવવા લાગ્યો; પણ સંસારની અસારતા લક્ષમાં રાખી, મનનો ભાવ મનમાં રાખી મૌન્ય રહ્યો. ઉત્તરોત્તર વિષ રોમેરોમ વ્યાપી જવાથી છેવટ અચૈતન્ય થઈ ભૂમિપર પડયો. ગુલાબ સ્વકાર્ય સાધન થયું જાણી તેના હસ્તમાંથી વાલ લેઇ પ્રદ્યોતને શોધવા નિકળી પડી.

---

## ખંડ ૯ મો તીર્થાટન

---

## પ્રકરણ ૧ લું

## યુવરાજ ઉપેન્દ્રસિંહ અને સંન્યાસીઓ.

આ તરફ યુવરાજે શિવ દર્શન કરવા જતાં માર્ગમાં એક નવ પ્રસુતા પ્રસુતિના સુકુમારને દીઠો. નવ કુમારને જોઇ યુવરાજના મનમાં પોતાના નવકુમારનો શોકોદય થયો. ત્યારે તે એકવાર શોક–મોહને વશવર્ત્તી થઇ ગદગદિત સ્વરે કહેવા લાગ્યો, હાય! “મેં પુત્ર મુખ દર્શન લાભ આ જન્મે ગુમાવ્યો નથી? અથવા શું હું પુત્રનું કોમળ કમળ મુખ જોઇ આત્માને ચરિતાર્થ કરી શકીશ, અથવા શું હું સુકુમારને છાતીએ ડાબી અંગ શીતળ કરી શકીશ? હું જ્યારે પ્રિય પુત્રનો અરણ્ય પ્રદેશમાં પરિત્યાગ કરી આવ્યો છું ત્યારે મારી આ આશા માત્ર દુરાશા; હાય! બહુ જાતનાં ભયાનક મોટાં પ્રાણીઓના વચમાં પુત્ર ધન લુંટાયા વગર રહ્યું હશે? મેં એવું શું પાપ કર્યું છે કે, અરણ્ય મધ્યે પ્રિય પુત્રનો વિનાશ થાય? હા પુત્ર! હા પ્રિયતમ! હા પ્રાણના પ્રાણ! મેં એવું શું મહા પાપ કર્યું છે કે, તમો રૂપી ધનથી વંચિત થયો. રે દારૂણ વિધિ! આ તારૂં કર્ત્તવ્ય નહિ, રે પ્રાણ તું ઉડી જા, હવે હું કેટલો દુઃખ ભાર સહન કરૂં? હાય! મારૂં શું થશે, હું શુ કરીશ, ક્યાં જઇશ, તે આવખત નક્કી થઇ શકતું નથી. જગત્ શુન્ય મય દખાય છે.

યુવરાજ આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યો. અશ્રુજળથી સઘળું શરીર ભીંજાઇ ગયું. શોકાશ્રુ જળથી કંઠ ભરાઇ ગયો. પાસેના મનુષ્યો અપરિચિત યુવકના વિલાપ વાક્યથી ખેદ પામી તેને બોધ વાક્યથી સમજાવવા લાગ્યા. એટલામાં કેટલાક સંન્યાસીઓ આવી પ્હોંચ્યા. યુવરાજ, સંન્યાસિઓને પગે પડ્યો. સંન્યાસીઓએ તેને ભેટી સન્તુષ્ટ કરી ઉપદેશ દેવા લાગ્યા,—

હે સાધુ! "આપ શોક મોહને વશ થઇ આ પ્રમાણે શામાટે વિલાપ કરોછો? આપ શું જાણતા નથી કે, સંસાર માયામય, તે માયા—મોહને વશીભૂત થવાથી પરમેશ્વરથી વિમુખ રાખે છે; તેથી પરમ પદનો લાભ થતો નથી. આપ શા નિમિતે આ સંસાર માયામાં વશીભૂત થાવછો. સ્ત્રી પુત્ર, કન્યા વગેરે તેઓ પ્રત્યેક સુદઢ માયા રજ્જુ સ્વરૂપ; તેનાથી એકવાર પદબન્ધન થાય તો છુટવાનો ઉપાય નહિ. ત્યારે આપ રજ્જુ બધ ગઈ પરમ પથમાં વિચરવા કેમ અસમર્થ થાવછો? જો કદિ સ્વજનનું મૃત્યુ, આપના શોકનું કારણ હોય તો તે સારૂ શોક કરવો કોઇ રીતે ઘટિત નહિ; કારણ કે આ સંસારમાં જન્મ લેઈ સદા જીવિત રહેવું એ જીવનો વિકૃત ધર્મ; અને મૃત્યુ જીવનો પ્રકૃત ધર્મ. આ મરણ ધર્મશીલ પંચ ભૂતાત્મા દેહ, કોઈ કાળે પંચ ભાગે વિભક્ત થવાનો તે થવાનો, તેમાં કંઇ સંદેહ નહિ. જેણે આપણને આ લોકમાં મોકલ્યા છે, તે જ્યારે બોલાવશે ત્યારે આપણાં સ્ત્રી, પુત્ર, કન્યા, આત્મીય, સ્વજન, બન્ધુ બાન્ધવ, વૈભવ સમ્પતિનો પરિત્યાગ કરી છલગ શરીરે તેની પાસે જવું પડશે, તે વખત કોઇ સંગે આવશે નહિ; કેવળ કર્મા ધર્મ જનિત ધર્માધર્મ સહગામી થશે. ધર્માધર્મનો વિચાર કર્ત્તા પરમબ્રહ્મ, વિચારાન્તે, યથા કર્માનુસાર સેવકનો તિરસ્કાર વા પુરસ્કાર કરશે; તથા તે આપણને તિરસ્કાર (દન્ડવિધાન) વા પુરસ્કાર (નિત્ય સુખ) પ્રદાન કરશે; ત્યારે આપ કેમ ધર્માજનથી વિમુખ થઇ શોક—મોહને વશીભૂત થાવ છો?" સાવધાન થાવ. યુવરાજ, સંન્યાશીઓના વાક્યથી સંતુષ્ટ થઇ મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો; અને બોલ્યો,—"હું પણ તમારી સાથે આવી બાર વર્ષ તીર્થાટન કરી મારા પાપનું પ્રાયશ્ચિત કરીશ." માટે તમારી સાથે આવવા તમારો સહચર થાઉં. એજ મારૂ અવશ્ય કર્તવ્ય કર્મ." આ પ્રમાણે બોલી તેમનો સાથી થયો અને ઉત્સાહ સહિત શિવ દર્શન કરી સંન્યાસીઓ સાથે ચાલવા લાગ્યો.

# પ્રકરણ ૨ જું.

## રામશરણ દેવને પ્રદ્યોતનો મેળાપ.

હવે આ-તરફ પ્રદ્યોત સોમવતીને રસ્તે જતાં જતાં ક્ષુધા તૃષાથી ચાલવાને ન હિમ્મત થયેલો એક ગંજાવર વૃક્ષ હેઠળ બેસી નાના પ્રકારની ચિન્તામાં નિમગ્ન થયો છે, તે સમયે ત્યાં રામશરણ આવી પ્હોંચ્યો. થોડી વાર સુધી ટગર ટગર પ્રદ્યોતના સામુ એકી નજરે જોઇ રહી એકદમ દોટ મુકી, પ્રદ્યોતને પોતાના બન્ને હાથમાં ઘાલી છાતીએ દાબી કહેવા લાગ્યો, "બાપ પ્રદ્યોત! જીવન ધન! તું જીવતો છે? કોણ દયાળુ દેવતાએ તને બચાવ્યો?" એમ બોલી આનન્દાશ્રુ જળથી તેને વધાવી લીધો.

પ્રદ્યોત બહુ દિવસે રામશરણને જોઇ "હા દેવ ભુજેન્દ્ર! હા દેવી લીલા! એમ બોલી રૂદન કરતાં કરતાં તેના પગમાં પડયો."

રામશરણ બોલ્યો,—"પ્રદ્યોત! રોવું બંધ કર, જે થવાનું હતુ તે થયું. માટે બાયલા પુરૂષની માફક વ્યાકુલતા બતાવીશ નહિ. ચાલ હું પુષ્પપુરે જાઉ છું; (સોમવતીનું બીજું નામ પુષ્પપુર) એમ કહી તેને સાથે લેઇ આગળ ચાલવા લાગ્યો."

કેટલાક દિવસ પછી પુષ્પપુરમાં આવ્યા. મહારાજ તારાનાથને મળ્યા અને તમામ વૃતાન્ત તેમને નિવેદન કર્યો. તેમણે બહુ પ્રકારે તેની સાન્ત્વના કરી. તેથી આશા અને વિશ્વાસનાં અંકુરો ફુટવા લાગ્યા. વળી પ્રદ્યોત, પૂર્વનું દુઃખ યાદ આવવાથી રોવા લાગ્યો; ત્યારે રામશરણે કહ્યુ,— "પ્રદ્યોત! ધૈર્યતા રાખ, મારા પાછા ફરતા સુધી તમે આ સ્થાનમાં નિવૃતિ પરાયણ થઇ નિવાસ કરો; હું સ્વકાર્ય કરવા જાઉ છું, અને અમુક દિવસ ગત થયા પછી તમારે અમુક સ્થાનમાં જરૂરથી આવવું; ત્યાં આવવાથી મારી મુલાકત થશે," એમ બોલી વિદાય થયો.

પ્રદ્યોત, કહેલા અમુક દિવસો ગત થયાની રાહ જોતો રાજધાનીમાં રહ્યો. પ્રદ્યોત, રામશરણની આજ્ઞાનુસાર રાજધાનીમાં રહેવાના દિવસો ગત થયા પછી અમુક મુકરર બતાવેલા સ્થાન તરફ જવા તત્પર થયો. પરમ પિતાના ચરણમાં પ્રણામ કરી આગળ ચાલવા લાગ્યો.

# પ્રકરણ ૩ જું.

## સ્મશાનમાં મળેલા યોગીઓપર વર્ષાદ.

આ તરફ કેટલાક દિવસે યુવરાજ ભ્રમણ કરતાં કરતાં મનોનયનને પ્રીતિપ્રદ સિંહાદ્રિ પર્વતની શોભા જોઇ રત્નગિરિમાં આવ્યો. પ્રીતપ્રદ રત્નગિરિ, જેની એક બાજુએ સમુદ્રનો કિનારો છે; તેના પર ચઢતાં આગળ વિશાળ વારિધીર મોટી મોટી તરંગમાળાઓ પર્વત પલાંઠીમાં અફળાતી અનાયાસે જોવામાં આવી. બીજુ, રત્નગિરિના વનમાં વિવિધ જાતનાં ખીલેલાં પુષ્પની મધુર સુંગન્ધે ગિરિનો તમામ ભાગ સુગન્ધિત કરી મુકયો છે. વિવિધ જાતના પક્ષીઓના કલરવથી દિશાઓના તમામ ખડ શબ્દાયમાન થઇ ગાજી રહ્યા છે. સુમધુર રસથી ભરેલાં ફળ ખાવા નિચાં વાળેલાં મુખવાળાં વનપશુ પર્વતના મધ્ય ભાગને શોભા આપે છે. યોગીઓ આવી સુખદાયક ભૂમિની પ્રાપ્તિ થવાથી અતિશય સંતોષ પામ્યા અને કેટલાક દિવસ રહેવા માટે મનસુબો કર્યો. સાથેના સંન્યાસીઓ, યુવરાજને હુંકારો કરી બોલાવા લાગ્યા,—"હે નવ સંન્યાસિન્ ! અમને એક રમણીય સ્થાન પ્રાપ્ત થયું છે." આવખત ચાલો, ઝટ ચાલો આ પર્વતના અધિપતિ "મહાકાળ" નામના મહેશ્વરના ચરણાર્રવિન્દનાં દર્શન કરી આત્માને પાવન કરીએ, એમ બોલી બધા મહાકાળના મન્દિરમાં આવ્યા અને યથાવિધાન પૂજાદિ કર્યા બાદ વાસ કરવા એક સ્થાન નક્કી કર્યું. યુવરાજ, આ વખતે મનમાં વિચાર કરવા લાગ્યો કે "આ યોગીઓની કૃપાથી મેં યોગ સાધનમાં કુશળતા મેળવી છે; આ સ્થળ યોગ સાધન સારૂ અતિ ઉત્કૃષ્ટ સ્થાન, અને અમાવાસ્યાની રાત્રિના જેવી રાત્રિ થવાનો વખત થવા આવ્યો છે; માટે રાત્રિએ હુ સ્ત્રી પુત્રના નિમિત્ત યોગ સાધન કરીશ. જુવો પછી યોગ બળથી કેવી ચમત્કારી સત્તા આવે છે. તેના બળ વડે કેટલેક દૂર સુધી જોઇ શકીશ." આ પ્રમાણે યુવરાજનું મન સંકલ્પ વિકલ્પ કરી રહ્યું છે.

ક્રમે ઘોર અન્ધાર રાત્રિ ધીમે ધીમે દર્શન દેવા લાગી. ત્યારે અલૌકિક તેજોમય વેશધારી નવયોગી યુવરાજ ઉપેન્દ્રસિંહ યોગીઓની સાથે, મહાકાળના મન્દિરથી થોડે દૂર ગાઉએક વિસ્તાર વાળી શ્મશાન ભૂમિપર આવ્યો. ગાઢતર અંધાર ઘોર વસ્ત્ર પરિધાના રાત્રિ વધવા લાંગી, ત્યારે મ-

નુષ્યોના મનને સંકા આવે એવું ભયંકર રૂપ દેખાવા લાગ્યું. અકસ્માત્ ગગન માર્ગમાં ગાઢ અન્ધકારમય ધનઘટા ઉત્પન્ન થઇ, ઘોરતર ગભીર ગર્જનાથી તમામનાં શરીર ચકિત અને કંપિત થતાં કર્ણેન્દ્રિય બધીર થવા લાગી. સચન્ચલા વીજલી ક્ષણે ક્ષણે દેખા દેઇ આંખોને અંજાવી નાંખી એક જાતનો અંધાપો દેવા લાગી, અને સર્વાવયવ ક્ષણે ક્ષણે ચક ચક થવા લાગ્યાં; અને આખરે અખંડ વારિધારા પડવા લાગી દશે દિશાએ ત્વરાથી ફરી વળનાર પ્રબળ વાયુ પ્રભાવથી, સ્મશાન ભૂમિપરનું શમી વૃક્ષ સોંય સોંય, સહેડ સહેડ શબ્દ કરવા લાગ્યુ. ડાળ ડાળીઓ મડડડ, ચડડડ, ચટ ધબ્બ ઉચ્ચાર કરી ભૂમિપર ભાગી પડવા લાગીઓ. તાડ વૃક્ષ વાળા વનનો મર્મર, ખરખર શબ્દ કર્ણેન્દ્રિયને ભયાનક લાગવા લાગ્યો. બહુ વાર પછી પ્રકૃતિ શાન્તભાવ અવલમ્બન કરવા લાગી. આવા અકસ્માત વર્ષાદને લીધે નવ યોગીઓએ એક નૂતન સ્મશાન શોધવા સારૂ ઉત્સાહથી જતાં રસ્તામાં વીજલીના અજવાળાને લીધે નાનાવિધ, કદિ નહિ દીઠામાં આવેલા એવા દેખાવ અસ્પષ્ટ રીતે નજરે ચઢવા લાગ્યા. કોઈ સ્થાને ફેણુ જેવાં ધોળાં અને દુર્ગન્ધથી પરિપૂર્ણ શબ પડયાં છે અને તેમાં પડેલા અનેક કીડાઓ ખદબદ ખદબદ કરતા વિજ વિજ કરી રહ્યા છે. માંસની આશાનાં લાલચુ શીયાળવાં, કોઇના પગનું, કોઇના હસ્તનું, કોઇના મુખનું અને કોઇના ઉદરનું તિક્ષણ દન્ત મારી ચડચડ શબ્દ કરતું માંસ કાઢી ખાય છે છતાં મધ્યે મધ્યે વિવાદ કરી ઘોરતર નખાયુદ્ધ કરે છે. કોઇ સ્થાને અધર ઓષ્ટ રહિત દેખાતી દન્ત પંક્તિ વાળુ કેશ વિકૂરાયલું ડરામણું શબ મસ્તક અહીં તહીં દીઠામાં આવે છે. કોઇ સ્થાને છાતી, કોઇ સ્થાને પદ, કોઇ સ્થાને હસ્ત, કોઈ સ્થાને કન્કાલાદિ છિન્ન ભિન્ન થઇ પડી રહ્યાં છે. કોઇ સ્થાને અર્ધદગ્ધ અસ્થિ વાળાં અંગ મૃદંગના આકાર જેવાં દેખાતાં પડી રહ્યાં છે. કોઇ સ્થાને ગૃહ મન્દિર, મઠનો અગ્નિ ક્ષણે ક્ષણે પ્રજ્વલિત અને ક્ષણ ક્ષણે નિર્વાપિત દેખાય છે. કોઇ સ્થાને કબન્ધ ઉચા બાહુ કરી પદભારથી મેદિની વિકંપિત કરી નૃત્ય કરે છે. કોઇ સ્થળે ડાકેણ શાકેણ શબ મસ્તક લેઇ કુદાકુદ કરે છે. કોઇ સ્થાને ભૂત, પ્રેત, દક્ષ, દાનવ તમામ ટોળે મળી ગોળકુંડાળે પડી હાથ તાળી દેઇ અભિરૂચિથી મોજમઝા ઉડાવે છે, કોઇ સ્થાને પ્રેત સકળ, નર કપાળનાં કુંડળ પ્હેરી, મસ્તક માળા કંઠે નાંખી અને હસ્ત પાદાદિ એકઠાં હારબંધ બાંધી મેખળા યુક્ત કમ્મર કરી, વ્હેતા શો-

ત્રિશુળ વાળાં ભર્મ ઓઢી મનુષ્ય રક્ત પીતાં પીતાં ખડખડાટ વિકટ હાસ્ય કરે છે. કોઇ સ્થાને રોતાં બાળના જેવી રૂદન ધ્વનિ શબળાય છે. કોઇ સ્થાને હજારો ગીધ એકત્ર થઇ વાયુના પ્રભાવથી ગોળાકારમાં ઉડી ઉડીને વૃક્ષ પરથી ભૂતળપર પડે છે. કોઇ સ્થાને જળના ધોધનો સડસડ સડેડાટ શબ્દ સંભળાય છે. કોઇ સ્થાને પોતાના જેવા યોગીઓ નિરાલંબભાવે યોગ સાધન કરે છે; તેમની આસપાસ ભૂત પ્રેતાદિ કલ્લોલથી નૃત્ય કરે છે. કોઈ સ્થાને લુકા અર્ધ બળી ગયેલા અને મેલા થએલા ભાગી ગયેલા પડેલા દેખાય છે.

---

## પ્રકરણ ૪ થું.

## નવિન સ્મશાનની અપેક્ષા.

નૃપતિ આવા વખતમાં નવ સ્મશાન શોધવા સારૂ કાયર ન બનતાં પૂર્વના કરતાં અધીક ઉત્સાહની સાથે પિતૃદાહ સ્થાન નવ સ્મશાન ભૂમિ શોધી કહાડી યોગ સાધવા સારૂ તિવ્ર વૈરાગ્યવાન્ થઇ ઇંદ્રિય સંયમન્ સાધી ઉન્મુનિ મુદ્રા ધારણ કરી બેઠો. યોગ સાધતાં આકાશ વાણી થઇ " મહારાજ ! યોગથી શાન્ત થઇ બાર વર્ષ તીર્થ ભ્રમણ કર્યા પછી પેલા સરોવર તટે જજો, આપની પરમ પતિવ્રતા મહિષી તિલોત્તમા અને પ્રિય પુત્ર કુશળ છે; તેમના સારૂ યોગ સાધન કરવાની જરૂર નથી." ઉપેન્દ્રસિંહ આ મધુર વાક્ય શાંભળી અપાર આનન્દ નીરમાં નિમગ્ન થયો અને સમાધીનો ત્યાગ કરી યોગીઓની સોબતે પૂર્વના સ્થાન વિષે જવા લાગ્યો. પછી અઘોર ભયંકરી રજની, મહારાજ ચાલ્યા ગયા ત્યારે મારે રેહેવાની આવશ્યકતા શું એમ બોલી પ્રભાત પરાયણા થઇ. સૂર્ય નારાયણ ઉદય થયા. નવયોગી સ્નાનાન્તે નિત્ય કર્મ સમાપન કરી સોબતીઓની સાથે ત્યાંથી જવા લાગ્યો. કેટલાક દિવસે સૂર્યદેહા ( તાપી ) તટે આવ્યો. અને જુવે છે તો કલ્લોલિની કલકલ સ્વરથી પૂર જોરમાં વહે છે. બરૂ અને નેતરની અઘોર ઝાડી ઉભય તટને પરિશોભિત્ત કરી નદી ગર્ભમાં પ્રતિબિંબ રૂપે પડી અદ્‌ભૂત્ શોભા સંપન્ન કરે છે. હંસ, સારસ વગેરે જળચર પક્ષીઓ આનન્દથી ક્રીડા કરે છે. નદીના પ્રવાહ વચ્ચે આવેલા દ્વીપખંડ ઝાકળના બિન્દુથી જડિત લીલાં તૃણુ તમામ આવૃત થઇ અંતઃકરણને આનન્દ આપે

છે. લોહીની ફુટતી ટસરો જેવાં દેખાતાં નવપલ્લવથી ભૂષિત વૃક્ષો બન્ને કાંઠે હારબંધ, પરમેશ્વરના અપાર મહિમાના ધ્યાનમાં આશક્ત થઇ નિરાપેક્ષ ભાવ ધારણ કરતાં જણાય છે આ સ્થળમાં એક દિવસ નિવાસ કર્યો. બીજે દિવસે સર્વદેહા ઓળંગી રૂદ્રદેહા (નર્મદા) તીરે આવ્યો અને ત્યાં યથારૂચિ સુખ સંયોગ કરી સોમનાથ મહેશ્વરનાં દર્શન કરી નિરંતર ભમતાં ભમતાં છેલ્લે વિંધ્યાચળના શિખર પર ચઢયો. વિંધ્યાચળગિરિ પરમ રમણીય ભૂધર, તેના કોઇ સ્થાનમાં કિન્નર કિન્નરીઓ ગાન વાદ્ય કરે છે. કોઇ સ્થાને ઇન્દ્રિઓને અનુકૂળ વ્યાપાર બની રહ્યો છે. કોઈ સ્થાને મયૂર મયૂરીઓ કેકારવથી નૃત્ય કરે છે. કોઇ સ્થાન, અસંખ્ય કોકિલોના કુહુરવથી પ્રતિધ્વનિત થઈ રહ્યું છે. કોઇ સ્થાને ઔષધિઓની મનોહારિણી જ્યોતિઃ અખંડિત દેખાય છે. યુવરાજ, વિન્ધ્યગિરિ પર ફરી વળ્યા પછી યમુના તટે આવ્યો. આ સ્થળનું સૌન્દર્ય અવલોકન કર્યા પછી મથુરાં થઇ વૃન્દાવનમાં આવ્યો.

---

## પ્રકરણ ૫ મું.

## યુવરાજને મંદવાડ અને યુવક.

આ વખતે યુવરાજનું શરીર અતિશય શિથિલ થઇ ગયું હતુ. નાના વિધ ક્લેશથી પીડાતાં પીડાતાં શય્યાગત થયો. તેના સોબતી સન્યાસીઓ પણ તેની અપેક્ષા ન કરતાં જવાને રસ્તે ચાલવા લાગ્યા. યુવરાજ ખરેખર નિરાશ્રીત થઇ પડ્યો. એક રોગની વેદના, બીજું, માત્ર પરદેશ તેમજ તેની પાસે કોઈ સેવા ચાકરી માટે મનુષ્ય નહિ, આવી સ્થિતિ હોવાથી યુવરાજે પ્રાણ રહેવાની આશાનો પરિત્યાગ કર્યો. રોગ વધવા લાગ્યો; શય્યામાં તરફડીઆં મારવા લાગ્યો. મુખમાં જળનું ટીપું મુકવાને પણ કોઈ મનુષ્ય નહિ. આવા વિકટ સમયમાં એક નવીન યુવકે પાસે આવી કહ્યું,— મહાશય! "હું થોડા દિવસ થયાં વૃન્દાવનમાં આવ્યો છું, જે દિવસે વૃન્દાવનમાં શ્રીકૃષ્ણ ચન્દ્રના મંદિરમાં આવ્યો તે દિવસે આપને જોયા હતા; પરંતુ કાર્યમાં ગુંચાવાને લીધે આપને બોલાવી ન શક્યો, મારી પરિચારિણી માયાને આપનું અવસ્થાન સ્થાન જાણવા સારૂ મોકલી હતી; તે આપને જોઇને પાછી વળી હતી. આપને આ શું થયું છે? એમ બોલી સત્વર ચિ-

કિત્સા જોઇ ઉપાય કરવા લાગ્યો. સાથે આવેલી માયા અને શાન્તી નામની બન્ને પરિચારિણીઓ સેવા શુશ્રુષા કરવા લાગી. યુવરાજ, નવીન યુવાના નિઃસ્વાર્થ પરોપકારથી તેનો ખરેખરો પક્ષપાતી થઈ મનમાં ને મનમાં તેની કેટલીક પ્રશંસા કરવા લાગ્યો. છેવટે સ્પષ્ટાક્ષરથી કહ્યું,–મહાશય! "આપે મને ખરી વખતે મદદ કરી. હું આ જન્મે આપના ઉપકારનો બદલો પૂરો પાડી શકીશ નહિ. કદિ જો જીવતો રહીશ તો આપ કોઇ વખત પુષ્પપુરાધિપતિના ભવનમાં આવશો ત્યારે આ બાબતનો પ્રત્યુપકાર વાળીશ; નહિ વળે તો જન્મોજન્મ આપનો આ ઉપરથી બંધાયલો રહીશ."

નવિન યુવકે ઉત્તર વાળ્યો,—મહાશય! "હું આપની પાસેથી કંઇ અન્ય ઉપકાર માગતો નથી; પણ મારૂં એટલું માગણું છે કે, કદિ સેવામાં કસુર થઇ હોય તો કૃપા કરી ક્ષમા કરશો."

યુવરાજ, તેનો આભાર માનવા લાગ્યો ક્રમે યુવરાજની શારિરીક વેદના અતિશય વૃદ્ધિ પામવા લાગી, અંતે બચવાની પણ આશા રહી નહિ યુવરાજ પ્રલાપ વાક્યથી કહેવા લાગ્યો,—તિલોત્તમે! "હવે મારે તમારી સાથે મળવું થશે નહિ." શિશુ પુત્ર! "તેં કેમ આ પામરના પેટે જન્મ લીધો હતો?" કિરણબાળે! "આપ આ પામરને ક્ષમા કરો; હું આપને જેમ પ્રત્યાખ્યાન કરૂંછું તેમ તેનું ફળ પામુંછું. હું સઇચ્છાએ આપના ચરણમાં પડી વિનતી કરૂંછુ કે આપ હવે ક્ષમા કરો.

આવી અવસ્થા જોઇ નવીન યુવક કંપિ ઉઠયો. અને શાન્તી સંગિનીને પુછ્યું માયા ક્યાં? બહાર ગઇ છે; બોલાવ એકવાર; બોલાવી; બોલીબ્હાર આવી માયા તેમને દેખીને પાછે પગલે ગૃહમાં જતાં નવીન યુવકના કાનમાં કંઈ કહેતી ગઇ. તે સાંભળી નવીન યુવક યુવરાજને ઉશીકે બેસી મસ્તક હસ્તમાં લેઈ રૂદન કરવા લાગ્યો. એ વખતે માયાની સાથે બીજું કોઇ આવ્યુ. બીજું આવનાર સંન્યાસધર્માવલમ્બી; તેણે આવી યુવરાજની ચિકિત્સા કરવાનો આરંભ કર્યો. પરંતુ ચાર પાંચ દિવસમાં યુવરાજને આરોગ્ય કરી શકાશે નહિ એમ જાણી નવીન યુવકનો પ્રણય કોપથી તિરસ્કાર કરી ક્યાંય જતો રહ્યો; ત્યાર પછી નવીન યુવકે પણ પ્રસ્થાન કર્યું.

કેટલાક દિવસ પછી યુવરાજ વૃન્દાવન અતિક્રમ કરી ઉત્તર તરફ ચાલતાં ચાલતાં બહુ દિવસે કાશ્મીરમાં આવ્યો. કાશ્મીર દેશના જળવાયુનું

ચમત્કારિત્વ જોઈને યુવરાજ અતિશય આનન્દ લાભ કરવા લાગ્યો. ત્યાં કેટલાક દિવસ વિશ્રામ કરી, યક્ષ, કિન્નર, ગાન્ધર્વ લોકનાં કાર્ય કલાપ જોઈ હરિદ્વાર મુકી સુરતરંગણીનું ઉત્પતિ સ્થાન નયનથી નિહાળી શિવ દર્શનાર્થે કૈલાસ પર્વત પર ચઢવા લાગ્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

## કૈલાસની શોભા.

જતાં જતાં જુવે છે તો શશિશેખર ( મહાદેવ ) નો વાસ સૈલ્ય અત્યાશ્ચર્ય શોભાથી શોભિત થઈ મનુષ્યોનાં મનહરણ કરી રહ્યો છે. બારે માસ વસન્તઋતુ વિરાજીત, ટુંકામાં વિલાસ વૈભવ સંપત્તિની કંઈ ન્યુનતા નથી. વસન્ત પાલિત તમામ વસ્તુ વિશેષે કરીને કાયમ સ્થાન કરી રહી છે. વળી વિશેષમાં આ ઠેકાણે શોક નહિ, દુઃખ નહિ, હિંસા નહિ. દ્વેષ નહિ કેવળ અખંડિત આનન્દ શ્રોત: પ્રવાહિત થયાં કરે છે. ઉપેન્દ્રસિંહ આ સમસ્ત અલૌકિક વ્યાપાર અવલોકન કરી પરમ સંતુષ્ટ થયો; અને ભમતાં ભમતાં શશિ શેખરના ઉપાસનાના સ્થળ વિષે આવ્યો. ઉપેન્દ્રસિંહ યોગસ્થળનાં કલકન્ઠ કોકિલ કલાપને, મધુલોલુપ મધુમાલાને, નગવિહારી વિવિધ વિહંગમકુલને, કેકાભાષી કલાપિચયને અને અષ્ટ મૂર્તિના અનુચર યોગીઓને અને અન્યાન્ય સમસ્ત પ્રાણીને તપસ્યામાં નિરત દેખી, મહેશ્વરના મહાપરાક્રમનો વિલક્ષણ પરિચય પામ્યો. યુવરાજ, અતિભક્તિ સહયોગે પુષ્પોપાહારે મહાયોગી મહેશ્વરની પ્રીતિ સંપાદન કરી, ત્યાંથી અલૌકિક લાભ મેળવી અંતે બહુ દિવસે કમળ કુમુદ સમાકીર્ણ મનો—નયનનું અલૌકિક પ્રીતિપ્રદ માનસરોવરને કાંઠે આવ્યો. યુવરાજને થાક લાગવાથી કિંચિત સુખ સંભોગ કરી મહાન્ ઉત્સાહની સાથે હિમાલય અતિક્રમ કરી અયોધ્યાપુરીમાં આવ્યો. યુવરાજ અયોધ્યામાં આવી ત્રેતાયુગના જન્મગ્રહણકારી, પ્રજાપાલક, દીનદયાળ, ભક્તજન વત્સલ મહાત્મા શ્રી રામ ચન્દ્રનાં કાર્યાવલી જોઈ મનનું દુઃખ કંઈક નિવારણ કરી મનો—નયન લાભ લેતો લેતો પ્રયાગ તીર્થમાં આવ્યો. પ્રયાગ પરમ પૂણ્ય તીર્થ; આ ઠેકાણે ગંગા યમુના એકત્રિત થઈ અલૌકિક શોભા સમ્પન્ન કરે છે. આ સંગમ

સ્થળમાં કોઇ રીતનુ સ્નાન, દાન કરે, તેને નિશ્ચય અક્ષય સ્વર્ગ લાભ થાય. યુવરાજ, વિસ્મયથી વિકસિત નેત્રે સંગમ સ્થળ અવલોકન કરવા લાગ્યો. દીઠામાં આવ્યું કે,—નીલકાન્ત મણિહારની સાથે સુર્યકાન્ત મણિહાર એકત્રિત થયા છે. દરમીઆન સ્નાન દાનથી પવિત્ર થઇ પરિતુષ્ટ ચિત્તે કાશીપુરીનાં દર્શન કરી પ્રસ્થાન પરાયણ થયો.

—:૦:—

## પ્રકરણ ૭ મું.

## શ્રી પુરૂષોત્તમનાં દર્શન.

યુવરાજ ઉપેન્દ્રસિંહ, બહુ દિન પછી મહાનદ પ્રાન્તના શ્રી પુરૂષોત્તમ આગળ આવ્યો. ત્રિતાપતારણ, અધમ ઉદ્ધારણ શ્રી પુરૂષોત્તમ જગતનો વાન્ચ્છનિય દેવતા, આ ઠેકાણે જાતિ ભેદ નહિ, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર ચાતુર્વર્ણ તમામ એકત્ર મહાન્ સમાદરથી અને ભક્તિયોગ સહકારથી શ્રી પુરૂષોત્તમનો પ્રસાદ ભક્ષણ કરે છે; અને વળી પોતાને કૃતાર્થ થયેલા માની આનન્દ પ્રકાશ કરે છે. યુવરાજ શ્રી પુરૂષોત્તમના ધામમાં એક દિવસ રહ્યો ન રહ્યો એટલામાં પાંચમીવાર માંદો પડ્યો. પરન્તુ આશ્ચર્યની વાત એ કે—આ પાંચમી વાર પણ શાન્તી અને માયા સહચરીઓ તથા નવીન યુવકે તેની સેવા ચાકરી કરી તેનું રક્ષણ કર્યું. યુવરાજ, આ અદ્‌ભૂત વ્યાપારનો કંઇ ભેદ જાણી ન શકતાં એક દિવસ અકસ્માત્ ગલવસ્ત્ર—કૃતાંજિ પુટથી નવીન યુવકની સન્મુખે કેટલીકવાર સુધી ઉભો રહી પછી ચરણે પડી ગદગદ કંઠે બોલ્યો,—"આપે મને પાંચમી વાર બચાવ્યો." આ વખત જે આજ્ઞા કરશો તે આ દાસ પાળશે. યુવક તેના વાકયને ઉચકી લેઇ બોલ્યો,—"બીજુ કંઇ નહિ, જે રમણીથી આપની આ દશા થઇ છે તેનો પ્રતિજ્ઞા લેઈ સ્વહસ્તે વિનાશ કરો." યુવરાજે ઉત્તર દીધો,—"તે સરલા, મિષ્ટભાષિણી, પરોપકારિણી; જેનો મધુમય ભાવ હું જન્મોજન્મ ભુલવાનો નથી;" આપ તે સિવાય બીજી કંઇ આજ્ઞા કરો. મારાથી એ કામ કદિ થવાનું નથી. કદિ આપને તેનું અનિષ્ટ કરવું લાગતું હોય તો તેનું અનિષ્ટ ભલે કરો. આ શાંભળી યુવક મૌન્ય ગ્રહણ કરી રહ્યો; અને યુવરાજને કરસ્પર્શ આલિંગન કર્યા બાદ પ્રણામ કરી સત્વરથી અંતર્ધાન થયો.

## પ્રકરણ ૮ મું

## પ્રદ્યોતે ઉપેન્દ્રસિંહને કરેલો ઉપદેશ.

આ બાજુ પ્રદ્યોત કુમાર પ્રથમ મુકરર કર્યા પ્રમાણે કાશીમાં આવ્યો; ત્યાં તેના શાંભળવામાં આવ્યું કે રામશરણ થોડાક દિવસ થયાં પરલોક સધાવ્યો છે. તેની પર્ણકુટી શુન્યમય પડી રહી છે; તે જોઇ શાંભળી રૂદન કરતો કરતો જગન્નાથ (શ્રી પુરૂષોત્તમ) યાત્રા કરવા ગયો. જે દિવસે યુવક યુવરાજને પરિત્યાગ કરી ગયો તેજ દિવસે તે આવી પ્હોંચ્યો, ક્ષણ કાળ અનિમેષ નયનથી ઉપેન્દ્રસિંહને જોઇ રહી બોલ્યો,—મહારાજ! "આપનો જય થાવ;" ઉપેન્દ્રસિંહ મૃત પ્રદ્યોતને પાસે ઉભેલો જોઈ એકદમ ભેટી પડ્યો. બન્ને જણ આસપાસ સુખદુઃખની વાતો કરવા લાગ્યા. ત્યાર પછી યુવરાજ બોલ્યો,—પ્રદ્યોત: " નાનાવિધ કારણથી મારૂં અંતઃકરણ અતિ દુર્બલ થયું છે. હવે ક્ષણકાર પણ જીવવાની વાસના રાખતો નથી. "

આ શાંભળી પ્રદ્યોત કહેવા લાગ્યો,—હે રાજન ! " જે મનુષ્ય આત્મજ્ઞાન ઉદ્યોગ, તિતિક્ષા અને ધર્મ સ્હાયમાં અર્થથી ભ્રષ્ટ થતો નથી, તે ઇશ્વર પરાયણ, સત કર્માનુંષ્ટાયી, પાપ—વિમુખ; ક્રોધાદિ તેને અર્થથી આકૃષ્ટ કરી શકતો નથી. જેનાં કાર્ય ફલાનુમય, ગ્રિષ્માદિ રૂતુ, સમૃદ્ધિ વા અસમૃદ્ધિ, જેના કાર્ય વ્યાઘાત કરી શકે નહિ, તે તત્વજ્ઞ, સુંદર શ્રોતા, અચપલ, આપત્ કાળમાં સ્થિર, દૃઢ, પ્રતિજ્ઞ, સહિષ્ણુ, સમયજ્ઞ, સંપતિમાં અનુદ્ધત, માને અનતિ -હૃષ્ટ, અપમાને અસંતપ્ત, જે તાર્કિક લોક વાર્તાજ્ઞ, જે સાધુ લોકની મર્યાદા ભંગ કરે નહિ, જે અર્થ વિદ્યા અને ઐશ્વર્ય લાભથી પણ અનુદ્ધત તેજ પન્ડિત; જે, પન્ડતાભિમાની, નિઃશ્વ, ધનાભિમાની, મિત્રદ્રોહી, સ્થાર્થું, હિંસક, ચપલ, પરમન્દકારી, તેજ મૂઢ તેઓ ઉન્નતિસોપાનપર આરોહણ કરવા અશક્ત, કટું વાકય પરિહાર અને અસાધુના અનાદર દ્વારા લોકમાં યશશ્વી થવાય. નિર્ધનની અભિલષા અને અતિશ્વર ક્રોધ એ બન્ને મનના કલંક સ્વરૂપ; ગૃહસ્થ થઇ નિષ્કર્મા અને ભિક્ષુક થઇ કર્માનુષ્ટાયી એ બન્ને પણ પ્રશંસાને માટે અયોગ્ય; ક્ષમા શીલ શ્રીમંત અને દાનશીલ દુઃખી એ તમામને પૂજ્ય; અદાતાધની, અભિમાની દરિદ્ર, અપાત્રે દાન, પાત્રનો અનાદર એ વિડમ્બણામાં ગણાય; પરિવ્રાજક અને સંગ્રામમાં હણાવું એ પરમ પૂજ્ય; બન્ધુ વર્જ્જન, પરદાર ગમન,

પરધન હરણ એ અતિ ભયાનક પાપ; અલ્પ બુદ્ધિ, અલસ, દીર્ઘ સૂત્ર, કપટી લોકનો સહેવાસ એ પડતીનો હેતુ; હે રાજન! આપે વૃદ્ધ—જ્ઞાતિ, અવસન્ન કુલિન, દરિદ્ર બન્ધુ, નિઃસન્તાન ભગિની એઓના ભરણ પોષણનો ભાર વ્હોરવો."

હે નૃપતે! "ઐશ્વર્ય કામીના નિદ્રાદિ ૭ દોષ ત્યજવા, એ નિતાંત ઉચિત. સર્વદા સત્ય દાનાદિ ૭ ગુણના શરણાપન્ન થવું એ કર્તવ્ય; જે વૃદ્ધિ અનેક્ષય દંડાદિ કરવાને અસમર્થ તે રાજા અયોગ્ય; તેમજ અવિનય, અવજ્ઞા—રાજ લક્ષ્મીને પણ નષ્ટ કરે. વૃદ્ધકાળ, કૌમાર કાન્તિની માફક યથેચ્છાચારી રાજાને રાજત્વથી નષ્ટ કરે. મત્સ્ય, માંસથી વિંટાએલી લોઢાની વડી ગળે પરન્તુ પરિણામ બન્ધનકારક છે એમ વિચારે નહિ. ગ્રાસની અનુપયુક્ત વસ્તુ ભોગથી રાજાની પણ એ દશા થાય. અપક્વ ફળ ભક્ષણ કરવાથી રસ લાભ ન થતાં ઉલટુ બીજનો લોપ થાય. ભ્રમર પુષ્પનું અનિષ્ટ ન કરતાં મધુપાન કરે. માળી સરપણ કાપનારની પેઠે વૃક્ષનું નિકંદન કાઢાડે નહિ, પણ લેવા યોગ્ય ફુલ વીણી માળા ગુંથે. વિજ્ઞ નૃપતિ, જે કાર્યથી પુરષ્કાર નષ્ટ થાય તે કાર્ય કરે નહિ. પુરષ્કાર દ્વારા રાજ્ય, સત્યદ્વારા ધર્મ, યોગ દ્વારા વિદ્યા, માર્જ્જન દ્વારા કાન્તિ, સદાચાર દ્વારા કુલ, તત્વાવધાન દ્વારા ગોધન અને કુત્સિત પરિચ્છેદ દ્વારા સ્ત્રીઓનું સુરક્ષિતપણું."

હે રાજન! "જે જીતેન્દ્રિય, જીતાત્મા શત્રુન્તપ, સમીક્ષ્યકારી તે રાજા લક્ષ્મીનો ભોક્તા થાય. આપ કદાપિ પાપીનો સહવાસ કરશો નહિ. શુષ્ક કાષ્ટ જે પ્રમાણે લીલા કાષ્ટને દગ્ધ કરે, તે પ્રમાણે પાપી નિષ્પાપીને દગ્ધ કરે. અપ્રમાદ અનલસ, ધૈર્ય ઉત્સાહ અને સાહસ લોકને અભિષ્ટ ફળ આપે છે. સકળ સમય તમામને માટે સમાન હોતો નથી. નિત્ય પરિવર્ત્તન એ જગતનો સ્વભાવિક ધર્મ; હમણાં આપણે ઘોરતર કષ્ટમાં પડયા છીએ ખરા, પણ આપડા અદૃષ્ટનું ચક્ર ફરે તો રાજ સિંહાસન પર બેસવાને વિલંબ શું? માટે થોડીક વાર ધૈર્યાવલમ્બન કરવું જોઇએ. રાજન! કાર્યની પૂર્વે મન્ત્રણા! મન્ત્રણાની પૂર્વે વિવેચના, વિવેચનાની પૂર્વે કામના, કામનાની પૂર્વે ધ્યાન આવશ્યક કરવું જોઇએ. જે મનુષ્ય આ પ્રમાણે કાર્યમાં પ્રવૃત થાય, તે કોઇ વખત કાર્ય હાનિ નિબન્ધનં દુઃખ પામે નહિ. વિપદમાં ધૈર્ય, અભ્યુદયમાં ક્ષમા, સભામાં વાક્પટુતા, યશમાં અભિરુચિ, શ્રવણ માત્ર સીમ—વ્યસન એ મહાત્માઓની પ્રકૃતિ સિદ્ધ; સમુદ્ર તરંગ નાવિકને,

વિપદગ્રસ્તીને, શાસ્ત્રાલોચના પન્ડિતને, આદર શિશુને, ગર્ભ રમણીને, વિશેષ ઉત્સાહિત કરે છે. જળ તુષ્ણાર્તના, અગ્નિ શીતાર્તના, અર્થ દરિદ્રના, સ્વામી પત્નિના, દાતા દીનના ઉપર ઉપકાર સિવાય અપકાર કરે નહિ. નિમગ્ન હોય તે સંતરણનું મહાત્મ્ય જાણે. ભોગી હોય તે ભોગ્ય વસ્તુનું આશ્વાદાન જાણે. રોગી થયા વગર રોગની યન્ત્રણા જાણવામાં આવે નહિ."

હે રાજન ! "આ વખતે આપણ બંને એકઠા થયા છીએ ત્યારે ઉભયનું કાર્ય સાધન થવાની ખરેખરી સંભાવના છે, કારણ બહુ વૃક્ષ પ્રબળ વાવા ઝોડું નિવારણ કરવા સમર્થ; તૃણ ગુચ્છ ઘણાં એકઠાં થવાથી મત્ત હસ્તી બાંધવા પારગ થાય, અગ્નિના તલડીઆ પ્રબળ જવાળા બિકિરણ કરવા સમર્થ થાય, જળકણ એકત્ર થઇ ઘોરતર ઘનઘટા ઉત્પન્ન કરે, તે ઘનાવલિ, વિદ્યુત વજ્રાગ્નિથી ક્ષણકાળમાં જગત્—દગ્ધ કરવા પારગ થાય. માટે,—

હે રાજન ! આ સકળ કથા શાંભળી ધૈર્યતા રાખો, પ્રસંગ આવેથી આપનું અભિષ્ટ સિદ્ધ થશે." પછી,

યુવરાજ બોલ્યો,—પ્રદ્યોત ! મારાં સન્તાન મારે ઘેર સુખમાં છે ? આહા ! તેના કરતાં વિશેષ કંઇ સુખનો સંદેશો છે ? પિતા મહાશયનું શરીર તંદુરસ્ત છે તે સર્વ કરતાં વિશેષ સુખનો સદેશો ?" આ વખત મને નક્કી માલુમ પડે છે કે, તે કલ્યાણીની કૃપાથી હું મારી તિલોત્તમાને મળી શકીશ. કલ્યાંણીનો કહેલો મુકરર સમય હવે નજીક આવવા લાગ્યો છે, માટે મારે હવે નક્કી કરેલા સ્થળ તરફ જવું જોઇએ, પછીથી તમારી વાતનું કરીશ. એમ બોલી બન્નેજણ તે સરોવર તરફ જવા સારૂ ચાલવા લાગ્યા.

---

## પ્રકરણ ૯ મું.

## હેમન્ત વર્ણન.

દરમીઆન જતાં જતાં હેમન્તનો વ્યાપાર જોવા લાગ્યા. હેમન્તના પ્રભાવે આકાશ મન્ડળ ઘોર કુજઝટિકાજાલથી આચ્છન્ન કરી હિમાંશુના નિર્મલ કિરણ જાલને મન્દીભૂત કર્યાં છે. જ્યોતિષમાન્ નક્ષત્રોની તાદૃશ જ્યોતિ: લક્ષિત થતી નથી. ડાંગરો પરિપકવ થઈ લાંબે સાથેરે સુતી છે. પાપટનાં બચ્ચાંને દિશાઓ તરફ ઉડવા પર આવવા લાગ્યાં છે, કુમુદ કમ-

લિનીનાં વૃંદ હિમથી વિનષ્ટ થઇ ભ્રરાવલિને દારૂણ દુ:ખમાં નાંખી પોત પોતાના સ્વામીનો તેજોહ્રાસ કરે છે. ભૂષણ પ્રિયા અર્ધાંગના અલંકાર ધારણ કરવા સક્ષમ થતી નથી. નાગણિઓએ કુન્ડલિત થઇ વિવરોનો આશ્રય લીધો છે, તેમજ પરિભ્રષ્ટ મસ્તકમણિ પણ પુનર્ગ્રહણ કરવા યત્નવતી થતી નથી. દેડકાંએ નિષ્પન્દ ભાવ અવલમ્બન કર્યો છે. પૃથ્વી, મગ, મટર, મઠ, વાલ વગેરે કઠોળથી શોભી રહી છે; અને તેના ઉપર પડેલાં ઝાકળનાં બિન્દુ મુક્તાફળની માફક શોભા આપી રહ્યાં છે. આ પ્રમાણે હેમન્તના હસ્તમાં પડી નિરંતર ભ્રમણ કરતાં કરતાં વાંચ્છિત સ્થાન સમીપ આવી પ્હોંચ્યા.

આ વખતે શીત રૂતુએ દેખા દીધી હતી. શીતના દુરંત પ્રભાવથી યુવરાજ અત્યંત ક્લિષ્ટ થયો. ઉત્તર દિશાનો શીતળ વાયુ વાવા લાગ્યો. સૂર્યનું તેજ ન્હાસ થઇ ગયું. ઝરા, નદ, નદીઓ તમામ બરફથી છવાઇ જવા લાગ્યાં. સિંહ, વ્યાઘ્ર, રીંછ વગેરે વન પશુઓએ અતટ ગુહાનો આશ્રય લીધો. મૃગ, ગવય, ગવલ, ગવિનીનાં યુથેયુથ પ્રાણ ત્યાગ કરવા લાગ્યાં. દંપતિ યુગલ શયને શયને અનુપમ સુખાનુભવ લેવા લાગ્યાં. ધનવાન્ લોક બહુ મૂલ્યવાળાં વસ્ત્ર ઓઢવા પ્હેરવા લાગ્યા. ગરીબનો જાનુ ભાનુ અને કૃષાનું વગર બીજો ઉપાય રહ્યો નહિ. દુરાચારિણી લક્ષ્મી પ્રિયતમના ગૃહમાં અધિષ્ટાન પામી તેની મહત્તાનું આધિક્ય સાધન કરવા લાગી. દરિદ્ર કૃષકો બહુ સ્તવ સ્તુતિ કરીને પણ અચળા કરી શક્યા નહિ. મનુષ્યોએ વૃદ્ધિ સંક્રાંતિ સંપ્રાપ્તે આમોદ આલ્હાદ આરંભ કર્યો. ગામેગામ નગરે નગર ગાન વાદ્યનો આરંભ થયો. ક્રમે વસન્તકાળ આવ્યો. નવ વધૂના લિરલ વાક્યની પેઠે, કોકિલ કુલ વધૂના મેએક કુહુરવ શ્રવણ ગોચર થવા લાગ્યા. વૃક્ષો પ્રથમ નવ પલ્લવથી, પછી ટીશીઓથી, પછી ખીલેલાં પુષ્પોથી અને અંતે ફળના ભારથી નિચાં નમી ગયાં. ભ્રમરાલિ, ખીલેલાં ફુલના ઢગલાનું મધુપાન કરી ગુન્ ગુન્ સ્વરથી વસન્ત રાજના ગુણાનું ગાન કરવા લાગી. દક્ષિણ દિશાનો મલય પવન સુમન્દ લ્હેરે પ્રવાહિત થવા લાગ્યો.

યુવરાજ વસન્તના આગમનથી હૃદયાન્દ દામિની પતિવ્રતા કામિની તિલોત્તમાના વિરહથી યત્ પરોનાસ્તિ વેદના ભોગવી પેલા અરણ્યમાં આવતાં આવતાં કહેવા લાગ્યો ,—“ તીર્થાટન કરવામાં બાર વર્ષ થઇ ગયાં છે. કલ્યાણીનું વાક્ય સફળ થાવ; હવે હું પ્રિયતમાને મેળવી કૃતાર્થ બંનુનો સારૂ.”

## ખંડ ૧૦ મો આશાનાં અંકુર.

### પ્રકરણ ૧ લું

### કિરણબાળા અને તિલોત્તમા.

એક દિવસ ગુરૂદેવ સત્યશીલ કુશાસને બેસી કિરણના વિષે નાના પ્રકારની ચિન્તા કરતા હતા; તે વખતે ત્યાં સન્યાસિની કિરણબાળાએ આવી ગુરૂ ચરણમાં પ્રણામ કર્યો. ગુરૂદેવ બોલ્યા,—" તારો સર્વ દેહ અખંડિત મંગળ રહો "

કિરણ બોલી,—" આપ જેવા આશીર્વાદ દેનાર છે તો અમંગળની સંભાવના હોય ? જે સ્થાને આપ હો તે સ્થાન સર્વ રીતે માંગલિક. "

શત્યશીલે ઉત્તર દીધો,—" હાં, યથાર્થ. "

કિરણબાલાએ પુછ્યું કે,—" આપ કૃપા કરી કહેશો કે આ તીર્થાશલાની પાસે કોણે નગર સ્થાપ્યુ છે ? "

સત્યશીલે અથઇતિ સમસ્ત વૃતાન્ત કહ્યો. તે સાંભળી કિરણબાળા મંદ હાસ્ય કરી બોલી ગુરૂદેવ ! " આપની અનુમતિ હોય તો એકવાર હું મૃગલાન્છનને જોઇ આવું. "

સત્યશીલે પ્રત્યુત્તર વાળ્યો—" પ્રિયપતિના પુત્રને જોઇ આવવા તારે મારી અનુમતિ મેળવવાનું કારણ શું ? પોતાના સન્તાનને જોઇ આવવા કોઇએ કંઈ અનુમતિ માગી છે. " તમે આ વખતે જઇ આવો. તે શાંભળી કિરણ પોતાના નિવાસ સ્થાનમાં ગઇ.

કિરણબાળાએ ઘેર આવી પોતાનો અપૂર્વ સાજસજ્જા સમસ્ત પરિત્યાગ કરી પૂર્વનો સંન્યાસિનીનો વેશ ધારણ કર્યો. અને તે વિશથી તિલોત્તમાના વાસગૃહમાં આવી. તેને પ્રણામ કરી બોલી,—" મ્હોટી બ્હેન ! આપે મને ઓલખી; હું પેલી કિરણ, આપના ચરણ સેવાની દાસી, આજ બહુ દિવસે આપનું દર્શન પામવાથી કૃતાર્થ થઇછું. સ્વામી મહાશય કુશળ ક્ષેમ છે " હવે સત્વર આવી આપને મળશે. આપના દુઃખના દિવસો પો-

ડાક ખાઈ રહ્યા છે અને મારો અંતસ્ત દુઃખ સમુદ્ર સન્મુખ વિસ્તૃત થાય છે.

તિલોત્તમા, કિરણને રૂબરૂ જોઇ દૃઢાલિંગન કરી ખોળે બેસાડી બોલી,—બ્હેન! "આટલી-વયમાં તમારો-આવો વેશ કેમ? તમે વિવાહિતા થઇ ગૃહસ્થાશ્રમી નહિ થાવ? તમારૂં આ અપૂર્વરૂપ શું વિફળ જશે?"

કિરણ બોલી,—"મ્હોટી બ્હેન! હું જેની સાથે વિવાહ કરવા ધારૂછું તે મારી સાથે વિવાહ કરવા ચ્હાતા નથી. પરંતુ ઉલટા કહે છે કે મને બે સ્ત્રીઓ સાથે ઘર માંડવાનું પરવડે નહિ."

તિલોત્તમા.—"તમે કીયા વિવાહિત પાત્રમાં મન પ્રાણ સમપર્ણ કર્યું છે. તમે જેની સપન્તિ થશો તે ધન્યા!! પરંતું સપત્નિના વ્યવહારથી તમે સુખી થશો કે નહિ; તે હું હમણાં કહી શકતી નથી. પણ મારી ઈચ્છા છે; તમે મારી સંપત્નિ થાવ."

કિરણ૦—"ત્યારે હું આપની સપત્નિ થઇશ;"

તિલો૦—"થઇશકે થઇછું."

કિરણ૦—"ના તેવું નહિ,—સપત્નિ થઇછું."

તિલોત્તમા હસીને બોલી,—"એકેવાર થઇ છે?"

કિરણ૦—"આશા હાઁ; હું તેમની થઇછું, તે મારા કેમ નહિ થાય."

તિલો૦—"હું તેમને તારા કરીશ."

કિરણ૦—"પરવડશે કેમ? પરવડશે કેમ?"

તિલો૦—"પરવડશે, અવશ્ય પરવડશે, આવાર પરવડશે,"

કિરણ૦—"નહિ પરવડે, નહિ પરવડે, નહિ પરવડે."

તિલો૦—"હાં કિરણ! રત્ન કોણ ના ચ્હાય?"

કિરણ૦—"રત્ન ચ્હાય; કાચ ચ્હાય નહિ."

તિલો૦—"તમે કંઈ કાચ—."

કિરણ૦—"આપ પાસે—૦"

તિલોત્તમાએ હસીને કિરણનો હસ્ત મૂકી દીધો. પછી કિરણ અંગ-

પુરમાં આવી મૃગલાન્ચ્છન સહિત તમામને મળી. મૃગલાન્ચ્છન જનની જેવી સંન્યાસિનીને જોઈ આનન્દથી વિમોહિત થયો. સંન્યાસિની સ્નેહભાવથી બાલકને ખોળે લઈ મસ્તકે હસ્ત ફેરવી કેટલાક આશીર્વાદ દેતીદેતી પૂર્વોક્ત મંદિર તરફ ચાલી ! ત્યાં જઇ મૂર્તિદર્શનાન્તે અવાક્ થઇ વિચાર કરવા લાગી કે, શું મ્હોટી બ્હેન તિલોત્તમા આ સ્થળે આવી પુત્રની પુજા ગ્રહણ કરશે ?!! તે આ રહી ! આ-રહી ! શું ચમત્કાર બન્યો છે. ત્યાર પછી બાળકને લેઇ પુજામાં બેઠી, પુજા થઇ રહ્યા પછી સંન્યાસિની સ્વસ્થાનમાં ચાલી ગઇ.

આ પ્રમાણે થોડે થોડે આવા ગમન થવા લાગ્યું. નિદાન એમ બન્યું કે સંન્યાસિની સર્વમય કર્ત્રી થઇ બેઠી. મૃગલાન્ચ્છન તેને માતૃભક્તિ પ્રદાન કરવા લાગ્યો.

---:o:---

## પ્રકરણ ૨ જું

## સન્યાસી—સત્યશીલ.

એક દિવસ શોકાર્ત્ત રાજા તારાનાથ સિંહાસનપર બેસી રાજકાર્યની તજવીજ કરે છે, તે સમયે પદ પર્યંત લમ્બાયમાન જટાભારથી આક્રાન્ત, શુભ્ર અને સુદીર્ઘ દાઢી તેને લગતાં શ્વેત રોમથી સર્વાંગ ઢકાયલું, જાનુ પર્યંત લાંબા ભુજ જોષ્ટિકાથી પરિશોભિત, વિશાળ છાતી; પદ્મ પલાશ પત્ર જેવા, અલૌકિક રૂપ લાવણ્ય સમ્પન્ન, સૌમ્ય મૂર્તિ, દીર્ઘકાય મહા પુરૂષ, વામ કક્ષમાં કુશાસન અને કમન્ડલુ અને દક્ષિણ કક્ષમાં આશા અને કુબ્જા ધારણ કરી પવન પાવડી પ્હેરી મન્દ ચાલે સભા સ્થળમાં આવી ઉભો રહ્યો. વૃદ્ધ રાજા, આવો તેજવાન્ પ્રતાપી મહાયોગી જોઇ સિંહાસન પરથી ઉઠી ઉભા થઇ હસ્ત જોડી ચરણ વન્દના કરવા લાગ્યો. અને પદ પ્રક્ષાલન કરી પાધ્ય અર્ધ્ય લીધું. યોગીવર દક્ષિણ હસ્ત ઉંચો કરી,—" હે ધાર્મિક પ્રવર ! આપનાં ભવદુઃખ અતંહિત થાવ " એમ બોલી આશીર્વાદ દીધો. ત્યારપછી કક્ષમાં રાખેલું કુશાસન પાથરી તે પર બેઠો. અને ગંભીર વાક્યથી કહેવા લાગ્યો,—મહારાજ ! " આપ પ્રિય પુત્રના વિરહે બહુ દીનથી યત્પરો નાસ્તિ વેદના ભોગ ભોગવો છો, તોપણ અદ્યાપિ સુધી

કંઈ ખબર મેળવી શકયા નથી. હું આપનું તે દુઃખ નિવારણ કરવાના વિ-
ચારથી આ સ્થળે આવ્યો છું. હવે આપને ચિન્તા કરવી નહિ; તે સંબં-
ધેનો તમામ વૃતાન્ત સારી રીતે વર્ણવું છું તે સાવધાન થઇ શાંભળો—"

" તારાનાથ આ-ર્ત સ્વરથી રૂદન કરતાં કરતાં કહેવા લાગ્યો—પ્રભો!
મેં કેવળ આશામાં ને આશામાં જીવન ધારણ કરી દિવસો કહાડયા છે;
નહિતો આટલા દિવસ, પુત્ર વિચ્છેદથી માનવ લીલા ભોગવવા દેહ રહેત ન-
હિ; એ નિઃસંશય. આ જુવો, પુત્ર વિચ્છેદથી મારા દેહનાં અસ્થિ, અને
ચર્મ માત્ર બાકી રહ્યાં છે. હવે બહુ જીવવાની વાન્છા નથી. આ વખત
પ્રાણ ત્યાગ થાય તો મુક્તિ—ગતિ પામુ."

સંન્યાસિએ ઉત્તર દીધો,—રાજન્ ! " આપના દુઃખના દિવસ વીતી
ગયા છે. હવે શોક કરવો જરૂરનો નથી. આપ આ અઠવાડીઆમાં પુત્ર
અને પુત્ર વધૂના મુખનું દર્શન કરવા સમર્થ થશો. સિવાય જે કહેવા યોગ્ય
હતું તે તમામ કહી સંન્યાસી આત્મપરિચય ન દેતાં સ્વસ્થાને ગયો. "

## પ્રકરણ ૩ જું.

## મૃગલાન્છનની માતૃ ભક્તિ.

સંન્યાસીના ગયા પછી વૃદ્ધ નૃપતિએ આ વૃતાન્ત મૃગલાન્છનને પહોં-
ચાડયો. મૃગલાન્છન, પિતૃ માતૃ દર્શનનો લાભ મેળવીશ એવા મનના ઉ-
લ્લાસથી ભાગ્યમાન્ થઈ નાના વિધ સત્ક્રિયા કરવા લાગ્યો અને આનન્દ-
મયી મૂર્તિથી પોતાની મનોવાંચ્છા પૂર્ણ થશે એમ વિચારી તેને પૂર્વના કરતાં
ગાઢત્તર ભક્તિ યોગ સહકારથી પૂજવા લાગ્યો. પોષ્યવર્ગ, દીન, દરિદ્ર અનાથ
લોકને પુષ્કળ દ્રવ્ય દાન કરવા કરવા લાગ્યો.

આ પ્રમાણે છ દિવસ પૂરા થઇ ગયા; સાતમો આવ્યો. મૃગલાન્છન
પ્રભાતમાં ઉઠી સ્નાન દાન કરી, વસન્ત જાત નાના વિધ પુષ્પ વીણી આ-
નન્દમયી મૂર્તિની પુજામાં બેઠો; વિવિધ પુષ્પ સહિત પ્રફુલ્લ પાંખડી વાળાં
પદ્મ પદમાં પ્રદાન કરવા લાગ્યો પુષ્પના ઢગલાથો અને ધૂપ ધુમાડીની ગ-
ન્ધથી મંદિરનું અભ્યંતર સુવાસિત થયું. સ્થાને સ્થાને વેદનું અધ્યન અને
ઇશ્વર સ્તવનનો આરંભ થયો. ઇશ્વર વિષયક સુમધુર બ્રહ્મ સંગીતની ધ્વનિ-

ધ્વનિ ગગન માર્ગમાં ગાજવા લાગી "સુકુમારનો જય થાવ જય થાવ" એ વાક્ય સર્વ દિશા—મુખમાંથી નિકળવા લાગ્યું.

મૃગલાન્છન પ્રદત્ત ચન્દનાક્ત વિવિધ પુષ્પ અને નાના પ્રકારના પત્ર દલથી આનન્દમયી મૂર્તિના બન્ને ચરણ સમાચ્છાદિત થયા. મૂર્ત એક મનોહારિણી શોભાથી સુશોભિત બની રહી. મૃગલાન્છન, પુનઃપુનઃ ચન્દનાક્ત કમળદળ શ્રી ચરણમાં અર્પી યુગલ કર જોડી સજળ નયનથી ગદ ગદ સ્વરે કહેવા લાગ્યો,—મા ! માવડી ! "આ અધમ સંતાન પ્રતિ કૃપા કર મા ! મા ! હવે હું કેટલા દિવસ જનનીના ચરણ દર્શનથી વંચિત રહીશ મા ! મા! હું અતિ અધમ, અધન્ય, નરાધમ. નારકી; તેવો ન હોઉતો આ વયે આ—અવસ્થા થાય ? આ મારૂ પાપમુખ જોવાથી આપ ઘોર વિપદમાં પડયાંછો. દયાળુ મા ! આજે હું પિતૃચરણ દર્શન કરવા સમર્થ થઇશ ? આજે કેમ હું જનનીના અભય ચરણ વિલોકી આત્માને કૃતાર્થ બોધ કરી શકીશ ? આજે કેમ હુ મા ? મા ! શબ્દથી બોલાવી જનનીના અભય ખોળામાં, યમનું અગમ્ય સ્થળ જે ખોળો તેમાં, સ્વર્ગાપવર્ગી વિનિન્દ જે અભય ખોળો, મારો જે ચીરવાન્છિત અભય ખોળો તેમાં બેશી શકીશ? મા ! જો મારા ભાગ્યક્રમથી અચિન્તિત પૂર્વ, આ અવસ્થા થાય; તો જાણીશ કે કેવળ આપના શ્રી ચરણના પ્રસાદથી થયું. આ ચરણકમળના અનિર્વચનીય મહિમાથી થયું. મા ! મારી આંખોના જળથી છાતી ભીજાઇ ગઇ મા ! હવે કષ્ટ સહન થતુ નથી, પ્રાણ તરફડે છે. હૃદય ભયાનક રૂપે આકુલિત થાય છે, કયાં જવું, શું કરવું, કંઇપણ વિચારી સુસ્થિર કરી શકતો નથી. મા ! અભયે ! ભયહારિણી ! મનનું દુઃખ નિવારણ કર મા ! એમ બોલી બીજી વાર પુષ્પાંજલિ પ્રદાન કરવા લાગ્યો." ક્રમે સન્ધ્યાકાળ થયો. મહા બ્રાહ્મણ સાથે સાયંકાળીન કાર્ય સમ્પન્ન કર્યું.

---

## પ્રકરણ ૪ થું.

## તિલોત્તમાની પતિમિલન તૈયારી

આ તરફ સાતમે દિવસે મધ્યાન્હ કાળે એક પરિચારિણીએ આવી કિરણને સન્દેશો કહ્યો, કે—બા સાહેબ ! ગુરૂદેવે કહ્યું છે કે,—" હવે સન્ધ્યા

કાળ પછી આપના પતિ મહાશય, નિશ્ચય આ તીર્થશીલા આગળ આવશે. તે પ્રસંગાનુસાર આપનું કર્તવ્ય હોય તે કરો. તે શાંભળી કિરણુબાળા આનન્દથી વિહ્વળ થઈ સ્વકાર્ય માટે ગઈ. અર્થાત્ તિલોત્તમાની પાસે આવી કહ્યું કે —મ્હોટી બ્હેન ! " આજે સંધ્યાકાળ પછી આપ સ્વામી દર્શન કરવા સમર્થ થશો; માટે વસ્ત્રાલંકાર સજો. એમ બોલી પ્રતિમાના જેવાંજ તિલોત્તમાને આભૂષણુ સજાવ્યાં.' પછી મૃગલાન્છનને સંદેશો મોકલી દીધો કે,—પુત્ર ! " હું સન્ધ્યાકાળે દેવી પૂજન કરવા સારૂ આવીશ, હું પૂજા નહિ કરૂતો તમને પિતૃ—માતૃ દર્શન લાભ થશે નહિ. બીજું, હું આજ્ઞા કરૂં છું કે એ મંદિર આગળ અથવા તે સ્થાનમાં પરવાનગી વગર કોઇપણુ અવસ્થાન વા પ્રવેશ કરે નહિ." મૃગલાન્છને પ્રત્યુતર કહેવરાવ્યો કે—" આજ્ઞા પ્રમાણે કરીશ," કિરણુબાળાએ, તિલોત્તમાને પૃથક પૃથક વસ્ત્રથી સર્વાન્ગ આચ્છાદિત કરી અતિ સાવધાને સાથે લેઇ મંદિરે આવી. તિલોત્તમા, પ્રતિમાનું દર્શન કરી બોલી—બ્હેન કિરણુ ! " મારી મૂર્તિ આ સ્થાને કેમ સ્થાપિ છે?" કિરણે ઉત્તર દીધો,—" કારણુ છે." એમ કહી પ્રતિમાને શાસ્ત્રી અને માયાની સ્હાયથી ત્યાંથી ઉઠાવી મંદિરનું બિતસ્થ સુધાવત્ શુભ કબાટ આણી પ્રતિમાને તે મધ્યે મુકી દીધી. જરૂર પડે તો કામમાં આવે માટે બરાબર ચોકસીથી તેને ગોઠવી હતી. તિલોત્તમાને પ્રતિમાના સ્થાનમાં પ્રતિમાની માફક બરોબર બેસાડી; કહ્યું કે—મ્હોટી બ્હેન ! " આપ ગભરાશો નહિ, કોઇને વાર્તા કરશો નહિ, ઠીક બેસી રહેશો તો સ્વામી પામશો." તિલોત્તમા બોલી—"તમારી જેવી ઇચ્છા;" પછી કિરણુબાળાએ નાના પ્રકારના પુષ્પ પદ્મથી તિલોત્તમાના ચરણુ આચ્છાદિત કર્યા, અને તે પાષાણુવત્ ઉભી રહી.



## ખંડ ૧૧ મા વિવાહમાં વિઘ્ન.

### પ્રકરણ ૧ લું.

### પ્રદ્યોત, ઉપેન્દ્રસિંહ અને મૃગલાન્છન.

આ તરફ યુવરાજ પ્રદ્યોત સાથે ઘણાંક સ્થાનમાં ભ્રમણ કરતો કરતો મૃગપુરમાં આવી પ્હોચ્યો. આ અભિનવ પુરીની મનોહારિણી શોભા સન્દર્શન કરતાં કરતાં આનન્દમયી—મૂર્તિના દર્શનની વાસનાથી અવિલંબે રાજપુરીમાં આવી સરોવર તટનો આશ્રય ગ્રહણ કરી તેની અલૌકિક શોભા દર્શન કરવા લાગ્યો. જુવે છે તો, રક્ત કમળ, શ્વેત કમળ, નીલ કમળના સમુહથી સરોવર શોભી રહ્યું છે. પ્રફુલ્લ નલિનીનું વૃંદ મૃદુ મૃદુ હાસ્ય કરે છે. સહસ્ત્ર શહસ્ત્ર મધુકર મધુપાનથી મત્ત થઇ કમળ કલિકામાં ડંખ મારે છે. હંસ, સારસ વગેરે જળચર પક્ષીઓ કોઇ મૃણાલ ભક્ષણ અને ક્રીડા કરે છે. ખંજન, ખંજની, પદ્મોપરી નૃત્ય કરે છે. યુવરાજે, મનોવિકાર હેતુ સરોવરનો દેખાવ ન નિહાળતાં મંદિરની દિશાએ નયન નિક્ષેપ કર્યો. પરંતુ તે દિશાએ વસંતનો પ્રભાવ અવલોકન કરવા લાગ્યો. મંદિરની ચારે બાજુઓ વિવિધ વિકશિત કુસુમ નિકરથી આચ્છન્ન; તેની સદ્દગન્ધથી દશા દિક આમોદિત થઇ રહી છે. શત શત સહસ્ત્ર કોકિલ રસાળ ટોશીઓનો સ્વાદ ગ્રહણ કરી એકીવારે કુહુ કુહુ શબ્દથી ટોહુકારા કરે છે. યુવરાજ, પ્રિયા વિચ્છેદ જનિત મનનું દુઃખ મનમાં રાખી કિરણની આજ્ઞાનુમત સન્ધ્યાકાળે મૂર્ત્તિ દર્શન સારૂ ઉઠયો.

આ તરફ માયા દાસી નાના પ્રકારની વાર્તાઓથી પ્રદ્યોતને ભુલાવી બહાર લેઈ ચાલી; એ વખત યુવરાજ મનમાં ને મનમાં કહેવા લાગ્યો,—હે સર્વ શક્તિમન પરમેશ! "હવે હું કેટલા કાળ સુધી વેદના ભોગવીશ?" એમ બોલતાં બોલતાં ચાલવા લાગ્યો.

આ તરફ મૃગલાન્છન ઘેરથી બહાર આવતો હતો, તે અવશરે ઉપેન્દ્રસિંહની મુલાકત થઇ. ઉભયે ઉભયનું દર્શન કર્યું, પૂર્વ પરિચિતની માફક કેટલીક વાર સુધી એકમેકના સામુ ટગર ટગર એકી ટસે જોવા લાગ્યો.

અરે ! " આજ આ બાલકના મુખ કમળનું દર્શન કરવાથી મારૂ મન કેમ ભમે છે? પુન: પુન: એ મુખશશી દર્શનની વાસના બળવતી કેમ થાય છે? આ અપરિચિત બાળકને હૃદયમાં ધારણ કરવા મન કેમ વલખે છે? તેના વદન—કમળપર શત શત ચુંબિ દેવા અંતરાત્મા આટલો આગ્રહ કેમ પ્રકાશ કરે છે? તેનું દરેક અવયવ આજ મને આટલો બધો આનન્દ વિતરણ કેમ કરે છે? તેની વચનાવલિ શ્રવણ કરવા સારૂ આજ મારા કર્ણ આવા ઉત્સાહિત કેમ બન્યા છે? તેનો આ મન: પ્રાણ વિમોહન અમૃતમય ભાવ આજ મને આટલો વિમોહિત કેમ કરે છે? અંતરાત્મા એમ કહે છે કે, ' એ બાલક તારો પુત્ર: હૃદયે લગાવી કૃતાર્થ થા. એ—બાળક—મારો પુત્ર !; હાય ! પરાયા સતાન દર્શનથી આજ મને આટલો બધો આનંદ!! તેને પરાયો પુત્ર ન જાણતાં હૃદય સાથે ચાંપવાથી અપૂર્વ સુખનો અનુભવ મળે. હું નરાધમ નારકી, મારૂ તે સુખ આ જન્મમાં કોણ જાણે કોણ સુદુર દેશમાં પલાયન કરી ગયુ છે. આ વખતે મૃગપાલિત, યુવરાજ ઉપેન્દ્રસિંહને જોઈને સ્થિર થઈ ઉભો. સાવધાન મનથી તે અભય મૂર્ત્તિનું દર્શન કરવા લાગ્યો. શરીર નિસ્પન્દ; મન ચંચળ, નયન સ્થિર; એકવાર વિચાર આવે છે કે, તે મારા પરમારાધ્ય પિતા મહાશય; આહા !! કેવી સૌમ્ય મૂર્ત્તિ !! કેવા મધુર ભાવ ! આ અભય ચરણનું કેવુ પ્રિયદર્શન !! અંતરાત્મા તુ સારી પેઠે જાણે છે; નહિતો આટલો બધો આનન્દ કેમ થાય! હું હમણાં શું કરૂં; મન કહેવા લાગ્યું—હે મૃગલાન્ચ્છન ! એ તારા ભુવન વિખ્યાત પિતા—એકવાર ચરણમાં પડી મનનું દુ:ખ જણાવ, એકવાર ચરણ રજ સર્વાંગે લગાવી પવિત્ર થા, જો ભાગ્યક્રમથી ચરણ દર્શન મળ્યાં છે તો એકવાર શ્રી પાદપદ્મે આત્માને ' પુષ્પાંજલિ દેઈ કૃત કૃતાર્થ થા ' મારે હવે શું કરવું; તેમનો પરિત્યાગ કરી કેમ બહાર જવું. આ પ્રમાણે વિચાર કરતાં કરતાં પાષાણવત્ હૃદય થયું, જવાને ઈચ્છા થઇ અને માયા સાથે ગયો. કાર્યમાં યુવરાજ ઉપેન્દ્રસિંહ, કોશલાધિપતિ શ્રી રામચન્દ્ર અને મહારાજ દુષ્યન્તની પેઠે પુત્ર જન્ય અનુતાપ કર્યા પછી કોઇ રીતે ચિત્તનું કંઈક સ્થૈર્ય સંપાદન કરી પ્રતિમાના દર્શન સારૂ ગયો. મંદિર મધ્યે પ્રવેશ કરી મુર્તિની પાસે જઇ તે આનન્દમયી મુર્તિનુ નખશીખા પર્યંત દર્શન કર્યું, મણિ માણિક્યાદિ રત્ન જડિત સુવર્ણાલંકારથી ભૂષિત કલ્યાણ લક્ષણ યુક્ત દુકુલધારિણી, અલૌકિક રૂપ લાવણ્ય સંપન્ના તિલોત્તમાએ, પ્રિ-

મર્યાતના યુગલ કર કરથી પકડયા. યુવરાજ સ્મિત વિકશિત નેત્રે તેનું :
અવલોકન કરી બોલ્યો,—હા પ્રાણાધિકે પ્રિયતમ તિલોત્તમે! આજ મ
શું તમારાં દર્શન થયાં!! એમ બોલી નિસ્તબ્ધ થયો. તિલોત્તમા યુગ
કરથી સ્વામીના યુગલ કર ધારણ કરી અરે! 'આ પ્રાણનાથ જીવતા'
નાથ! ઓ નાથ! અનાથના નાથ! એમ બોલી નયને નયન એકત્ર ક
સ્થિર નજરે સામસામી જોઇ રહ્યાં." ચારે ચક્ષુએ દડદડિત પ્રેમધા
જોવા લાગી. બન્ને શરીર આનંદથી પૂર્ણિત થયાં. બન્નેનાં વદન સુધા.
પ્રકાશવા લાગ્યાં.

---

## પ્રકરણ ૨ જું.

## કિરણબાળાની લગન જીજ્ઞાસાનું ફળ.

આ વખત સંન્યાસિની કિરણબાળા પુષ્પમાળાથી હસ્ત બંધન ક
કહેવા લાગી,—" સ્વામિન ! હૃદયેશ ! પ્રાણનાથ ! મ્હોટી બ્હેનના પર આ
પ કેટલી કૃપા રાખો છો તેની પરિક્ષા કરવા સારૂ મેં આપને બાર વ
અકથ્ય કષ્ટ દીધું છે. તેની સાથે સાથે ગુરૂદેવ સત્યશીલ અનેક કષ્ટ પામ
છે. નાથ ! આ વખત આપ મને ઓળખો છો ? હું પેલો યુવક; જીવિતે
શ્વર ! આપની સાથે બાર વર્ષ સુધી મેં તીર્થાટન કર્યું છે. પેલી ભયાન
શ્મશાન ભૂમિમાં મેં આકાશ વાણી દ્વારા આપને આશ્વાશન દીધું હત
નાથ ! યાદ છે ? આપે મને પાંચવાર વચન આપ્યું છે ! આ વખત એ
વચન માગી લેઉ છું કે આ ચરણમાં કિંન્ચિત સ્થાન આપી મ્હોટી બ્હેન
દાસીના કાર્યમાં મને નિયુક્ત કરવા આજ્ઞા કરશો."

"મ્હોટી બ્હેન ! આપે કહ્યું હતું કે તારા જેવી સપત્ની બહુ સારી
આ વખત ચરણમાં સ્થાન આપવા આજ્ઞા છે ?" આ તમામ વાત શાંભ
બન્ને જણ બહુ વાર સુધી કિરણબાળાના મુખ સામુ જોઇ રહ્યાં.

પછી યુવરાજ બોલ્યો,—" ગુણશીલે ! મમ જીવન રક્ષાકારિણી !
જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી આ તમારી સ્નેહમયી મધુર મૂર્તિ કાંઈ વખ
વિસ્મૃત થઇશ નહિ. આપ મારા મસ્તકનું ભૂષણ;"

આ વખત તિલોત્તમા એકદમ બોલી ઉઠી,—" નાથ ! કિરણ સા

વિવાહ કરવાથી હું સુખી થઈશ; જો આપની મારા તરફ કૃપા હોય તો, કિરણ સાથે વિવાહ કરી મારી મનોવાંચ્છા પૂર્ણ કરો. "

યુવરાજે પ્રત્યુત્તર દીધો –" પ્રિયે ! મારા તમારા મસ્તકપર—; " આ તરફ આ પ્રમાણે કથા વાર્ત્તા થાય છે.—પેલી તરફ શાન્તી એ " આનન્દમયી મૂર્ત્તિ માનવી રૂપે થઈ છે. " એ વાત મૃગલાઞ્છનને કહી. મૃગલાન્ચ્છન આ અદભૂત વાકય કર્ણ ગોચર થવાથી ત્વરાએ તે સ્થળ આગળ આવી પ્હોંચ્યો અને ચક્ષુ કર્ણના વિવાદ ભાગી સ્થિર નજરે નિરિક્ષણ કરવા લાગ્યો.

યુવરાજ સુકુમાર કુમારને વારંવાર નિહાળી જીજ્ઞાસા પૂર્વક બોલ્યો,–" હે નયનાનન્દવર્ધ્ધન ! તમે કોને પેટે જન્મ ગ્રહણ કરી, કીયા કુલને પવિત્ર કર્યું છે? તમારી જનનીનું નામ શું ? "

મૃગલાન્ચ્છન કર જોડી વિનય વચનથી નિવેદન કરવા લાગ્યો,—" મહાશય ! હુ, સોમવતી નાથ દયાના સાગર યુવરાજ ઉપેન્દ્રસિંહનો પુત્ર મારી જનનીનું નામ તિલોત્તમા; એ વાત બોલવા માત્રમાં, બન્ને જણ, પુત્રને છાતીએ ડાબી મુખ ચુમ્બન કરી આનન્દાશ્રુ જળથી બાલકનું સર્વાંગ આપ્લુત કરવા લાગ્યાં. "

વળી યુવરાજ બોલ્યો,—" પ્રાણાધિક ! પ્રિય પુત્ર ! જીવનનું જીવન! હુ તારો હતભાગ્ય પિતા ઉપેન્દ્રસિંહ, અને આ તારી સંતાન વત્સલા સ્નેહમયી જનની તિલોત્તમા, એમ બોલી અતુલ આનન્દ નીરમાં ડોલવા લાગ્યો " ત્યારપછી મૃગલાન્ચ્છન સાથે આનન્દ સાગરમાં રહેવા લાગ્યાં. આ વખત તિલોત્તમા બોલી,—" નાથ ! કિરણની કથા, શું બોલતા હતા, બોલોજી. " આ પ્રસંગે આ સ્થાનમાં માયા અને પ્રદ્યોત આવી પ્હોચ્યાં. યુવરાજ કહેવા લાગ્યો,—" તિલોત્તમે ! હું તેને મારા તારા મસ્તક પર રાખીશ; તે મારી પરમ પૂજનીયા; હુ તેને પવિત્ર આંખે જ્યેષ્ટ સહોદરાધિક પ્રમાણે માનું છું "

આ શાંભળી કિરણબાળાના હૃદયમાં તેલ રેડાયું. જ્યારે બીજી વાર આ વાત શાંભળી ત્યારે બોલી,—" મ્હોટી બ્હેન, તમને ધન્ય છે ! ! " હા નાથ! હું જાઉ છું, એમ બોલી વાતાહત કદલીની માફક ભૂતળપર પડી; અને પડતાંજ પ્રાણવાયુ બહાર નિકળી ગયો. "

આ વ્યાપાર જોઈ તમામ હાહાકાર કરી ઉઠયા. યુવરાજે સભયથી

ખોળામાં સુવાડી; અને તિલોત્તમા વ્યજન કરવા લાગી. છેવટ નાડી વગેરે તપાસી જોયું તો કિરણબાળાએ દેહ ત્યાગ કર્યો છે એમ જણાયું; ત્યારે હાહાકાર કરી રૂદન કરવા લાગ્યો.

આ વખતે ગુરૂદેવ સત્યશીલ આવ્યા, તમામ વાર્તા શાંભળી બોલ્યો, " યુવરાજ ! આ કાર્ય આપના જેવા મહાત્માને ઉચિત નહોતુ. એ કિરણ મારી પ્રિય શિષ્યા ! કન્યા કરતાં અધિક સ્નેહ પાત્રી; માતા કરતાં પણ અધીક પૂજનીયા; મેં તેના સારૂ બહુ બહુ કષ્ટ સહન કર્યાં છે. આપની મંદવાડ વખતે સેવા ચાકરી, પુષ્પપુરમાં આવવુ જવું, આપના પિતાની સાથે કથોપકથન, મૃગલાન્છનની શોધ—ખોળ વગેરે સમસ્ત મેં કર્યું હતું. મારા માનવામાં એમ હતું કે મારી કિરણ સુખી થશે; પણ આજે મારી તે આશા જતી રહી છે. હવે મારે કહેવાનું કંઇ કારણ નથી; એમ બોલી હર ! હર ! કરતો સામેના સરોવરમાં કુદી પડ્યો. "



## પ્રકરણ ૩ જું.

## ઉપેન્દ્રસિંહ અને પરિચારિણીઓ.

પૂર્વે કહી ગયેલ છું કે આ વખતે માયા અને શાન્તી પરિચારિણીઓ સાથે આવેલી હતી; તેઓ કિરણબાલાને સાક્ષાત જીવન પરિત્યાગ કરતી જોઇ હાહાકાર શબ્દે રૂદન કરી ઉઠીઓ.

માયા કહેવા લાગી,—" હે સજન ! ધરાધિપ ! આજે સતી પતીવ્રતાને પદદલિત કરી સર્વશનો નાશ કર્યો ? પરમપિતાને મનઃપ્રાણ સમર્પણ કરી, કેટલાક જન્મ તપસ્યા કરી પણ પતિપ્રાણા રમણી સાથે સમાગમ રહેવો એ અદષ્ટમાં નહોતુ. આપે તે તપસ્યાનું ધન, અમૂલ્ય રત્નને આજે પદદલિત કરી વિલક્ષણ રીતે પાષાણ હૃદયનો પરિચય બતાવ્યો. દેવ ! સ્મરણ કરી જુવો. અમારી રાજકુમારી રાક્ષસી નહોતી, સાક્ષાત કલ્યાણી મોહન મૂર્તિ; તેણે વિગત બાર વર્ષ યુવક વેશથી આપની સાથે નિરતર દેશદેશ ભ્રમણ કર્યું. કોઇ વખત દૂર રહી જવાથી આપનું દર્શન નહિ થવાતે પ્રસંગે તે અન્નજળ ગ્રહણ કરતી નહોતી, આપ તેના એક ઉપાસ્ય દેવતા હતા. ચન્દનાકત પુષ્પદામ નિરંતર આપના ચરણ યુગલમાં એજ ઉદ્દેશથી પ્રદાન કરતી. આંખો મીચી માનસોપચારે આપની માનસિક પૂજા

કરતી, આપ જે દિવસે જે પ્રમાણે આહાર કરતા તે પ્રમાણે તે સ્વર્ગીયા દેવી પણ આહાર કરતી; આપનો ઉપવાસ તે તેના ઉપવાસ; આપના સુખે સુખ, આપના દુઃખે તેને દુઃખ, વધારે શું કહી બતાવું પણ ટુંકામાં આપજ તેની ગતિ—મુક્તિ, મહારાજ ! યાદ છે ? જ્યારે આપ જે જે સ્થળમાં ગુરૂતર પીડાથી પિડિત થઇ મૃતપ્રાય થતા હતા ત્યારે આપની પછવાડે બેસી નયનાશ્રુ વિસર્જન કરતાં કરતાં આપની આરોગ્ય કામના કરતી ? તે–આ સ્વર્ગીયા દેવી; જ્યારે આપ પ્રથમ આ કુમારીના વાસસ્થાનમાં બેઠા હતા ત્યારે તેણે મને કહ્યું હતું કે,—"માયા ! વિધાતા એ મારા અદ્રષ્ટમાં સ્વામીના સહવાસનું સુખ લખ્યું નથી. મારી તમામ આશા નિરાશા રૂપે થઈ છે, મારા આ જન્મના સુખે કોઇ શુ દૂર દેશમાં વાસ કર્યો છે. હુ સંન્યાસિની તપસ્વિની થઇ તેમની સાથે ફરીશ.' મેં કહ્યું,—દેવી ! ' તેથી શુ ફળ મળશે ? તેના ઉત્તરમાં કહ્યું,—બે સફલ લાભ થશે. એક—, મ્હોટી બ્હેન તિલોત્તમાપર સ્વામી મહાશયનું કેટલું વ્હાલ છે તે જાણી શકીશ; બીજુ—બારવર્ષ સુધી અલક્ષિત રીતે સાથે સાથે રહી પ્રાણનાથનું નિરંતર દર્શન અને શુશ્રુષા કરી નારી જન્મ સાર્થક કરીશ' પતિ સેવા એ નારીનો પરમ ધર્મ; જ્યારે હું તેમ કરી શકું ત્યારે તેમને કેમ મેળવી નહિ શકું ? પછી અન્ય સુખ અદૃષ્ટમાં લખ્યું હશે કે નહિ લખ્યું હશે તે માટે હું કંઇ દુઃખી નથી. મહારાજ ! હૃદય મુંઝાય છે, જ્યારે અઘોર વનમાં આપ વિપદ સમુદ્રમાં ગોથાં ખાતા હતા, ત્યારે આપની રક્ષા આ મહાદેવી કરતી હતી. સપત્ની જાણી કોઇવાર રાજબાળા તિલોત્તમા પ્રતિ ઇર્ષા ભાવ બતાવ્યો નથી. આ આપના કુમારને પોતાના કુમારની માફક સર્વદા પવિત્ર અને સતર્ક નયનથી નિરખતી. સ્વપ્ને પણ મંગળ ભિન્ન અમંગળ કરતી નહિ. આપે આજે તે રાજ લક્ષ્મીનો દરકાર ન કરતાં સર્વનો નાશ કર્યો હા ભગવન્ ! તમે કેમ પુરૂષ જાત, પાષાણથી નિર્માણ કર્યું છે;' તમે કેમ નિર્બોધ પુરૂષ જાતિને શુભાશુભ વિવેચના ક્ષમતાથી વંચિત રાખી છે ? હા દેવી ! એક વાર ઉઠો. આ આપની માયા અરણ્ય પકડી સરોદનથી ભિક્ષા માગે છે કે, એકવાર સ્નેહમયી દ્રષ્ટિ વિતરણ કરી કૃતાર્થ કરો. હાય ! આ શું થયું ? હવે ક્યા જઇશ ઇત્યાદિ કરુણ વિલાપથી રૂદન કરવા લાગી. "

## પ્રકરણ ૪ થું.

## કિરણબાળાની ઉત્તર ક્રિયા.

પછી, મહારાજ ઉપેન્દ્રસિંહે યથાવિધિ કિરણબાળાની ઉત્તરક્રિયા કરી તેની સુવર્ણમયી પ્રતિ મૂર્તિ નિર્માણ કરાવી મંદિર મધ્યે સ્થાપન કરી. નાના પ્રકારનાં પુષ્પ આણી ચન્દનાક્ત કરી ભક્તિભાવે સર્વાંગે સજાવી કર જોડી કહેવા લાગ્યો,—" સરલે! દેવી! સુપવિત્રે! આ નરાધમ નારકી ઉપેન્દ્રસિંહનો સકલ અપરાધ ક્ષમા કરો; એમ બોલી રૂદન કરવા લાગ્યો." આ અવસરે માયાએ મંદિરમાંથી તિલોત્તમાની પૂર્વોક્ત મૂર્તિ બહાર કહાડી કિરણબાળાની મૂર્તિની દક્ષિણે સ્થાપન કરાવી; મૂર્તિ બેસાડવાનો ઉદ્દેશ્ય; મૃગલાન્છનનું અવસ્થાન; વગેરે કિર્ત્તન કરી કહ્યું રાજન્! " આ બન્ને મૂર્તિઓ મંદિરમાં સ્થાપિત થયાથી કુલ બાલાઓને પતિ ભક્તિ અને સતી ધર્મ શિક્ષા મળશે, આપનું કલ્યાંણ થાવ; આપ રાજધાની તરફ સધાવો." એમ બોલી બન્ને સખીઓ સવેગથી અકસ્માત્ અંતર્ધાન થઇએ.

ત્યારપછી યુવરાજે સ્ત્રી પુત્ર અને પ્રદ્યોતની સાથે પોતાના રાજ્યમાં જઇ જનક જનનીના આનન્દમાં વધારો કર્યો. આ પ્રમાણે કેટલાક માસ અતીત થઇ ગયા પછી વૃદ્ધ રાજા મૃત્યુ પામ્યો.

---

## ખંડ ૧૨ મો. પહાડી પ્રદેશ.

---

## પ્રકરણ ૧ લું.

## પ્રભાવતી ગંગાતટે—કાશી ધામ.

મા સુર-તરન્ગિણિ! મા ભીષ્મ જનનિ! મા અભયે! આ-તા...રી અનાથિની પાન્ગશી બાલિકા પ્રભા, તારે તટે આવી. મા! એકવાર હત ભાગિણીને ખોળે લઇ અભયદાન કર મા;! આ વખતે તુજ વીણુ મારો ભય હરનાર બીજુ કોઇ નથી મા! મા! મા! બોલી બીજા કોની પાસે જઇશ મા! મા! મારે મા નહિ; બાપ નહિ; પતિ નહિ, આત્મબન્ધુ કોઇ નહિ. મા! તો, હું રૂદન કરી કાંની પાસે મારા મનનું દુઃખ નિવેદન કરીશ

મા ! મા અભયે ! જ્યારે માને જોવાની ઈચ્છા થઇ, જ્યારે મા કહી બો- લાવવાની વાસના થઇ, ત્યારે ત્યારે કાંઠે આવી, આ ભીષણ સ્મશાન જોઇને, શોક દુઃખથી ભીત થઇ, મા ! મા ! કહી તમને બોલાવ્યાં; મા પતિત—પાવનિ ! હું નિરાશ્રયા પતિતા—પાતકિની—દીના; મને ખોળે લે—મા ! ; મા ! હું તારી અનાથિની કંન્યા; મારી પાસે કંઇ ધન છે મા ! કે તે આપીને તમને સંતુષ્ટ કરૂં; મા ! કેવળ આ—હતભાગિનીના નયનનું જળ છે, તે વડે તારા બન્ને ચરણ ધોઇશ. ભક્તિ છે પૂજા કરીશ; હસ્ત છે તો ચરણ સેવીશ; મા ! દુઃખિણી દુહિતા જાણી દયા કર મા ! ; મા! તારૂં આ શ્વેત જળ, આ ભયંકર તરંગો, આ ક્રીડાવાળાં જળ પ- ક્ષીઓ, આ હાર બંધ મનોહર ઝાડ ઝાડી, આ નીલ આકાશ, આ મનોનય- નનો પ્રિતિપ્રદ રક્તવર્ણ દિવાકર, આ રક્ત રંગે રંગિત સન્ધ્યા રમણી; આ આનન્દોન્મત્ત નાનાવિધ સ્થળ પશુ, પંખી, આ વળી સારી સારી તરવાની હોડીઓ, આ પ્રકૃતિની મનોહર શોભા, એ કોઇ મારા મનનો સન્તાપ હરણ કરી શકતાં નથી મા ! મારા જેવી પાતકિની જગતમાં અતિ વિરલ; તેમ ન હોયતો આ બાલ્યવયમાં વિધ્વા થઇ કેમ મા!; મા! તારા કિનારાપરની આ સ્મશાન ભૂમિમાં મારો આ દેહ કયારે ભષ્મીભૂત થશે મા!; જનનિ! ભગવાન સર્વ ભક્ષીએ કેટલાક દિવસ થયાં શુષ્ક કાષ્ટ સં- યોગથી મારાં માતા પિતાને ભષ્મીભૂત કર્યાં છે, મા! તે આ ભયંકર સ્મ- શાનભૂમિ, આ તેના રાખના ઢગલા; આ તે દગ્ધ અસ્થિ; હાય! હાય! મારી આશા આવી હતી? તે આશાનો આ પરિણામ થયો !! મેં સ્નેહની પૂર્ણમૂર્ત્તિ પિતા મહાશયને દગ્ધ કર્યા છે; સાક્ષાત્ લક્ષ્મી સ્વરૂપા આન- ન્દમયી જનનીને ભષ્મીભૂત કરી છે. મારા પ્રદ્યોતનું પણ આ પ્રમાણે પ રિણામ થયું છે. મારી આરાધ્ય દેવી મ્હોટી બ્હેન લીલા મારા નયનથી અલગી છે. હવે આ સંસારમાં મારે માયા કોની? બચવાને વાસના કેવી ? જેને પોતાનું કહી બોલાવનાર નથી, તેને જીવવાની આશા શામાટે—? જેને પ્રદ્યોત નહિ તેને જીવવું શું ? દગ્ધ હૃદય વિદીર્ણ થા, પ્રાણ નીકળી જા, હું સકલ દુઃખથી નિષ્કૃતિ પામું, એમ બોલી સજોરે સરોદનથી છાતી કુ- ટતાં કુટતાં ગૃહાભિમુખે ગઇ. કેટલાક દિવસ આ પ્રમાણે વિલાપમાં વીતી ગયા. દરમીઆન ધનાદિ જે હતું તે દાનાદિ દરી મનોદુઃખે તીર્થાટન કરવા લાગી.

## પ્રકરણ ૨ જું

## પ્રભા અને ચૈતમલ લૂટારે.

એક દિવસ ભગવાન્ ભાષ્કર અસ્ત થયા, અને પૃથ્વી ગાઢ અંધકારથી આવૃત્ત થઈ, અને પ્રાણીઓએ પોતાના આશ્રમમાં આશ્રય લીધો, તે પ્રસંગનો લાભ લેઇ કેટલાક ચોર સ્વકાર્ય સાધન કરવા ગ્રામમાંથી બહાર નિકળ્યા. મુખ્યનું નામ ચૈતમલ; ચૈતમલ કોઇ વાતમાં અકાર્ય માને નહિ. નિરંતર પર સર્વશ્વનાશ એ તેનું પ્રિયવ્રત; ચૈતમલ ગ્રામથી બહાર નીકળી ચાલતો હતો એટલામાં પ્રભાવતીને જોઇ ઉભો રહ્યો. કુપંથે પતિતા બાલીકા પ્રભાવતી સાક્ષાત યમરાજ સદ્દશ ચૈતમલને જોઇ મૃત પ્રાય થઈ ગઇ. સાથે કોઇ નહિ. ચૈતમલની પાશે દિવો કરવાની દિવાસળી ( મેચ બોક્ષ ) ની પેટી હતી. તેનાથી તરતજ દિવો કરી, જોઇને બોલ્યો,—" તુ કયાં જાય છે? આ અન્ધકાર, તેમાં તુ યુવતી અને સુંદરી કયાં જશે? "

પ્રભા બોલી,—" હું દૂ:ખિની સંન્યાસિની આ—પેલા સામેના ગ્રામે જાઉછું. આપ કૃપા કરી મને રસ્તો દેખાડો, હું બહુ ધાસ્તીમાં છું "

આ શાંભળી ચૈતમલ થોડીવાર વિચારી રહ્યો, પછી બોલ્યો,—" હું આવુંછું તને રસ્તો બતાવું છુ. " એમ બોલી દિવો લેઈ આગળ ચાલી કેટલેક દૂર સાથે સાથે લેઇ જઇ અકસ્માત વસ્ત્ર ધ્વારા મુખ બધન કરી પોતાના અવાસ સ્થાનમાં લેઇ ગયો.

આ દુષ્ટ લૂટારા ચૈતમલનું અવાસ ગૃહ, ગ્રામની હદથી બહુ છેટે એક અઘોર વનમાં હતું; દિવસે જતાં પણ હૃદય ફાટી જાય. વિશેષ રીતે ચોરનો ભય હોવાથી કોઇ આ રસ્તે જતું આવતું નહિ. આ વન મધ્યે એક પ્રાચીન વિશાળ મકાન હતું. કાલ મહાત્મ્યથી તેનો કેટલોક ભાગ જીર્ણ થઇ ગયો હતો. સર્પ, વિંછી, નોળવા, કાન ખજૂરા, ચન્દનઘો વગેરેનો તેમાં અભાવ નહોતો. મકાનની અંદર અને બાહેરની ભિંતોમાં નાનાં નાનાં વૃક્ષ ઉગી મકાનના મહિમાનો પરિચય બતાવતાં હતાં, તુટેલી ઈંટો, સાંધમાંથી નિકળી ગયેલો ચૂનો, પડેલી બખોલો, ડોલતી ભિંતો, અર્ધા તુટેલો બીજો અને ત્રીજો મજલો વગેરેથી તે ડરામણું દેખાતું હતું. ચૈતમલે આ મકાનની અંદરની એક કોટડીમાં પ્રભાને પૂરી મુખ બન્ધનથી મુક્ત કરી; અને બોલ્યો—" જો ગરબડ કરી તો મુંઈ જાણજે " આ વ-

ખતે એક સહચરે દિવો કરી આણ્યો; તેના પ્રકાશથી પ્રભાવતીને ઘરની ચારે દિશાઓ નજરે પડી. આ ભયંકર ઘરમાં ભયંકર સામગ્રી જોઇ પ્રભાવતીનો પ્રાણ ઉડી ગયો. થોડીકવાર પછી ચૈતમલ, કોટડીને બંધ કરી તાળુ મારી ચાવી લેઇ આનન્દથી અન્યાન્ય દ્રવ્ય સંગ્રહ કરવા સારૂ સહચરો સાથે કોઇ સ્થાને ચાલ્યો ગયો.

પ્રભાવતી, આ વખતે એકાકી હોવાને લીધે અવકાશ મળવાથી વિચાર કરવા લાગી અને મનમાંને મનમાં કહેવા લાગી,—પ્રદ્યોત ! " પ્રાણુનાથ ! તમે કયાં છો ? આ વખત આ ઠેકાણે આવી જુવો, તમારી પ્રભા કેવા વિપદ સમુદ્રમાં તરફડીઆં મારે છે; નાથ ! તમે મારા ' પ્રાણુના ભયથી ભીત ' મનમાં કંઈ લાવશો નહિ. પ્રદ્યોત, તમે મારા આ દેહ અને પ્રાણુના મનથી માનેલા અદ્વિતીય અધિશ્વર; તમારી વસ્તુ નષ્ટ કરવામાં મનને બહુ ભય લાગે છે. લોક મને વિધ્વા કહેતો ભલે કહો, હુ મારી જાતને વિધ્વા કહેવાની નહિ; તેમ મારૂં હૃદય વિધ્વા કહેતું નથી; મારો આત્મા વિધ્વા કહેતો નથી. તમારૂં ભલુ જાણી મને વિધ્વા કહે નહિતો. તમે જીવતાછો. તે આશાએ હું વનેવન, નગરે નગરમાં ગૃહે ગૃહ, ગિરિ ગુહા આપને શોધતી ફરૂંછું, પણ કંઇ દિન વળ્યો નહિ; મારો દિવસ પલટયો છે. હું મોતથી કંઇ ડરતી નથી. મરવાને વખતે મરીશ, આપના આદરનું ધન, મનનું ગૌરવ, આત્માનો સંભ્રમ; આનન્દનો હેતુ, સ્પર્ધાનો અહંકાર, મારૂં આ સતીત્વ; તેને હું પવિત્ર અવસ્થામાં રાખી મરવાને વખતે મરીશ વસ્ત્રમાં ભય હારિણી પ્રિય સખી કટારી છે.—ભય શું ? મરવાને અવશરે મરીશ, કોના તાકાત છે કે મારા પવિત્ર અંગને કાજળકલંક લગાડે !! સ્ત્રી જાતિનું પરમધન સતીત્વ; તમે વિદ્‌માન હો અગર ન હો; તોપણ હું તેને પવિત્ર અવસ્થામાં રાખીશ; મારાપર આપનો પૂર્ણ વિશ્વાસ છે. હુ વિશ્વાસઘાતિની પાપિણી થઇશ નહિ. નાથ ! મારી જાત અબળા, તે કહેવા આ—અવસ્થા નથી. હમણાં હું વિલક્ષણ બળશાલિની; જ્યાં સુધી મારી પાસે આ તિક્ષણુ ધારવાળી કટારી છે ત્યાં સુધી હું વિશેષ બળ સાલિની; એ પ્રમાણે વિચાર કરે છે, ચારે બાજુએ નજર ફેરવે છે; એટલામાં અકસ્માત્ દીઠામાં આવ્યું કે,—' ઘરની દક્ષિણ બાજુએ એક નાનું ધ્વાર છે, કમાડ ભીડેલાં છે, પણ ચાવી નથી, હશે ખેર. ઉઠી ઉભી થઇ કમાડ પકડી જોરથી ખેંચ્યાં તો તે સહસા ઉઘડી ગયાં ? પ્રભા તે રસ્તે નિચે ભોંયરામાં

ઉતરી પડી, ત્યાથી આગળ ચાલતાં બીજા ઘરમાં ગઇ; વળી ત્રીજામાં પછી ચોથામાં એ રીતે એક પડેલા ઘરમાં ગઇ, ત્યાંથી ધીમે ધીમે આખી રાત્રિ ચાલતાં ચાલતાં પ્રભાતમાં કોઇ એક ગ્રામના ગૃહસ્થના ગુપ્ત દ્વારમાં પ્રવેશ કરી વાસગૃહ મધ્યે આવી ઉભી.

———:o:———

## પ્રકરણ ૩ જું.

## હરિપ્રસાદ.

ગૃહસ્થનું નામ હરિપ્રસાદ; તેની સ્ત્રીનું નામ વિરાજમોહિની, હરિપ્રસાદ સુસભ્ય અને વિદ્વાન્; તેની સ્ત્રીપણ વિલક્ષણ ગુણવતી; તે પ્રભાતમાં ઉઠી ખડકીનાં બ્વાર ઉઘાડવા જતીહતી એટલામાં પ્રભાવતીને દીઠી. તેને જોઈને ચમકી ઉઠી, અને તેને પુછવા લાગી. પ્રભાએ સવિશેષ સમસ્ત ઓળખાણ પાડયું. તે શાંભળી વિરાજમોહિનીની આખોએ આંસુ આવ્યાં, તેને સાથે લેઈ પોતાના ઘરના ત્રીજે મજલે ચઢી, એક દિવાનખાનામાં બીછાવેલી ઉત્કૃષ્ટ શય્યાપર પ્રભાને બેસાડી અને વિવિધ દિલાસા ભરેલાં બીછાવેલી ઉત્કૃષ્ટ શય્યાપર પ્રભાને બેસાડી અને વિવિધ દિલાસા ભરેલાં વાકયથી તેની સાન્ત્વના કરી ધીરજ આપવા લાગી. ત્યાર પછી વિરાજે તમામ વૃતાંત પોતાના સ્વામીને સંભળાવ્યો. તે શાંભળી તરતજ ઉઠયો અને પ્રભાના વિશ્રામ સ્થાનમાં આવી તેને જોઇ, જોઇને દુઃખેથી, ખેદથી; હર્ષથી નાના પ્રકારની વાર્તા કરવા લાગ્યો. ત્યાર પછી બોલ્યો,—

" વિરાજ! સાવધપણાથી પ્રભાની રક્ષણા વેક્ષણા કરજે, આ તરૂણ તાપસી કંઈ સામાન્યા નથી." પ્રભા બોલી—હરિપ્રસાદ! " આપનો જય થાવ, આપ પણ સાધુ પુરૂષ છો.

આ શાંભળી હરિપ્રસાદ ચાલ્યો ગયો. પ્રભા શાન્ત મનથી અવસ્થાન કરવા લાગી.

આ તરફ લૂટારાઓએ અનેક રીતે તેની તપાસ કરી પણ કોઇ રીતે તેનો પત્તો ખાધો નહિ.

જે મનુષ્ય ધૈર્ય શીલ હોય તે જ્ઞાની કેમ ન હોય? કાર્ય પ્રસંગે તેનું ધૈર્ય અને જ્ઞાન અંતે પ્રકૃતાવસ્થાને પામે નહિ. અત્યુજ્જવલ રૂપ શોભાથી સુશોભિતા, પંકજ નયનના કટાક્ષ વાળી દૃષ્ટિ; કટાક્ષ કટારને જોઇ ધૈર્ય અને જ્ઞાન વેહેળામાં તણાતા તૃણની માફક કયાંય તણાઇ જાય.

એક વખતે પ્રભાવતીનો સ્વભાવ, ચન્ચળ નયનની ચટુલતા જોઇ હરિપ્રસાદનું મન, તેના મનની સાથે ઐક્યતા કરવા લાગ્યું; એટલે સંસારનું કોઇપણ કાર્ય તેને રૂચતું નહિ. દિવસે દિવસ મનનું સુખ ક્યાંય પ-લાયન કરી ગયું. મન—વન કોઇ એક અલક્ષ્ય અગ્નિમાં દગ્ધ થવા લા-ગ્યું; પરંતુ મનમાંને મનમાં કહેવા લાગ્યો.—"આ - શું ? પરકીયા લલ-નાની પ્રતિ આ રૂપ વ્યવહાર કરવો એ તો અતિ અન્યાય; પાપચક્ષુ! તમે પાપથી પરિપૂર્ણ થાવછો ? હૃદય! ધૈર્ય ધર; મન, શાન્ત થા; જીવ જાય તે વાત કબુલ, પણ તારી વાસના હું પૂર્ણ કરવાનો નથી. પ્રભા સાક્ષાત કમળા; અ-રે ! તેના તરફ પાપ દૃષ્ટિ કેવી ? પવિત્ર ભાવથી તેની પરોણાગત કરૂં; તેનું દુઃખ હરવાની ચેષ્ટાકર; તેના પવિત્ર ચરણની ધૂળ;—સતી પ્રતિવ્રતાના પ-વિત્ર ચરણની ધૂળ—રજ સર્વાંગે મર્દન કર, જેથી દુષ્કૃતિનો ક્ષય થાય; એ પ્રમાણે પોતે પોતાને ઉપદેશ દેઇ દઢ પ્રતિજ્ઞા સાથે ધૈર્ય ધર્યું;" છતાં દિ-વસે દિવસ વિવર્ણ અને કૃશ થવા લાગ્યો.

એક દિવસ વિરાજમોહિની પતિની આવી અવસ્થા અવલોકન કરી અતિશય ગાભરી બની ગઈ; અને બોલી નાથ! "આપની આવી અવસ્થા જોઇ મને ઘણો ખેદ થાય છે; આ—આવી અવસ્થા થવાનું શું કારણ છે?" હરિપ્રસાદે યથાયથ સમસ્ત વૃતાન્ત તેને કહ્યો, વળી તેની સાથે પોતાની દઢ પ્રતિજ્ઞાની વાત પણ કહી બતાવી.

વિરાજમોહિની આ વાત શાંભળી મનોદુઃખે દુઃખી થઇ મૌનવ્રતે બેશી રહી. થોડીવાર પછી હરિપ્રસાદ બહાર ગયા ત્યારે પોતે ધરાતળ—પર બેશી, કરતલ કપાળે લગાવી વિન્યાસ પૂર્વક પ્રગાઢ ચિન્તામાં નિમગ્ન થઈ. આ વખતે પ્રભાવતી આવી, તેણે વિરાજમોહિનીને ધ્યાન પરાયણ જોઇ ધીમે સ્વરે બોલી,—"બ્હેન ! મારી રક્ષા કરનારી બ્હેન વિરાજ ! આ-પની આવી—સ્થિતિ કેમ—? શું કારણ માટે આપ આ અવસ્થામાં અ-વસ્થાપિત થયાં છો ? બ્હેન ! જો પ્રભાનો પ્રાણ આપવાથી તેનો પ્રતિકાર વા ઉપકાર થતો હોય તો તે પણ કરવું વ્યાજબી છે.'

વિરાજ બોલી,—"ભગિની ! હું બહુ ભારે વેદનામાં પડી છું. મારા ધાર્મિક પ્રવર સ્વામીની ચિન્તાથી ચિન્તાકુલા; વિધાતાએ અદૃષ્ટમાં શું લ-ખ્યું છે તે કંઈ કળી શકાતું નથી."

પ્રભાએ પ્રત્યુત્તર દીધો કે,—"બ્હેન ! મારો ધર્મ અને પ્રાણ રક્ષક

હરિપ્રસાદનો જય થાવ; આપ તેમની અશુભ ભાવના કરશો નહિ. જો મારી પતિપદે ભક્તિ હોય તો અવશ્ય આપ સર્વ સુખ, સંપતિથી સુખી થજો. આપ શા કારણ માટે તેમનાં અકલ્યાંણની ચિન્તા કરો છો. ચિન્તા ન કરો, સુસ્થિર થાવ. હરિપ્રસાદ, સરલ, સુશીલ, પવિત્ર, ઉદાર અને પર દુઃખે દુઃખી; ઇશ્વર પાસે પ્રાર્થના કરી માગું છું કે, તેમનું સર્વાંગ કુશળ રહો. ”

વિરાજે ઉત્તર દીધો,—“ બ્હેન પ્રભા! તે વાત ગુપ્ત છે; તેમ તમારે શાંભળવા યોગ્ય નથી; માટે શાંભળવા યત્ન કરશો નહિ; ” બીજીવાર—

પ્રભાએ પૂછ્યું,—“ બ્હેન ! તું મને નહિ કહે, હું કહીશ, આ—હત ભાગિણી ‘ આ મહાત્માના અસુખનું કારણ; ’ હું ભગવાન પાસે પ્રાર્થના કરૂં છું કે તેના પવિત્ર શરીરને પાપ સ્પર્શ ન થાય. બ્હેન ! હવે હું આ ઠેકાણે રહેવાની નહિ, હમણાં હું બીજે ઠેકાણે જઇશ. ઇશ્વર આપનું કલ્યાંણ કરો. ”

વિરાજે કહ્યું,—“ બ્હેન ! હું તમને છોડવાની નથી, તમારી રક્ષા કરવા કદિ જીવ આપવો પડે તોપણ સહસ્રવાર પ્રશંસનીય; મારો સ્વામી બડો ધર્મશીલ, તેમનાથી તમને કંઇ ભય થવાનો નથી. હવે નિર્વિઘ્ને અત્રે રહો. ”

પ્રભા; શાંભળીને વગર બોલે ઘરમાં ચાલી ગઇ. મારા અત્રે રહેવાથી મારા આશ્રય દાતાના મનને કષ્ટ થશે એમ વિચાર કરતાં કરતાં અલક્ષ્ય ભાવથી યથેચ્છ સ્થાને ચાલી ગઇ.

હરિપ્રસાદને ખબર પડતાં તેની અનેક રીતે તજવીજ કરી પણ તેનો પત્તો લાગ્યો નહિ.

## પ્રકરણ ૪ થું.

## દિનકર.

પ્રભાવતી, અનેક જુદાં જુદાં સ્થાનમાં ભ્રમણ કરતી કરતી એક પ્હાડી પ્રદેશમાં આવી પ્હોંચી. સુગમ રસ્તો ખોળતી ખોળતી અહિ તહિ અગમ્ય પથે અથડાતી એક અઘોર વનમાં પેઠી. ભૂલી પડેલી પ્રભા મુઝાતી મનમાં કહેવા લાગી,—અરે ભગવાન્ ! “ આ વખત વળી વિપદમાં પ-

ડી " અને કેટલાક વિચાર તરંગમાં તરવા લાગી. વળી અધુરામાં પૂરૂં, વનમાં મોજ શોખ ખાતર નિકળેલા ભીલ લોક પાસે આવી ઉભા. તેઓએ અલૌકિક રૂપ લાવણ્ય સંપન્ના તારૂણ્યોદ્‌ભિન્ન સ્તન—યુગલવતી પૂર્ણયૌવના પ્રભાને જોઇ વન ભૂપતિના પુત્ર દિનકરને ખબર કરી. નવિન યુવા દિનકર, એકદમ આવ્યો, અને પ્રભાની પ્રભામાં દિન્ગમૂઢ બની ગયો. આ ધર્માધર્મ જ્ઞાન વિવર્જિત દિનકરની વાત બાજુએ રહી; પ્રભાને જોઇ કેટલાક જ્ઞાનીઓના જ્ઞાનનો લોપ થાય તો, પછી આ મૂર્ખ દિનકરનું શું ગજું; હિતાહિત વિવેક શક્તિવિહીન; સતીનું મહાત્મ્ય જાણવા અસમર્થ; એવો અજ્ઞાની કોના બળથી ધૈર્ય ધરે ? સન્મુખે ભયંકર સમુદ્ર, તેમાં પડેલી દિનકરના મનરૂપી હોડી; સમુદ્રનું ઘોર ઘૂરકવું; અને તેનાપર પ્રબળ વાયુ; હોડી જુની પડી રહેલી; તથાપિ તેને વિવેક રૂપી સુકાન જણાતું નથી; આવી અવસ્થામાં દિનકર હોડીનું રક્ષણ શી રીતે કરે ! હોડી સમુદ્રમાં ડુબી. દિનકર વધારે વ્યાકુલ થયો; અને વ્યસ્તતા સહિત પ્રભાનો પરિચય ઇચ્છયો. વાત કરતાં તેને અનાથિની જાણી આશાના અંકૂરો ફુટવા લાગ્યા. બળપુર્વક હસ્ત પકડી પોતાના ઘોડાપર નાંખી લીધી; અને પોતે ઉઘાડે પગે પ્રભાને લેઇ સ્વગૃહ તરફ ગમન કર્યું. ઘેર આવી રિત પ્રમાણે સાવધાનપણાથી રાખી.

આ પ્રમાણે કેટલાક દિવસ ગયા પછી પ્રભાની સાથે વિવાહ કરવા સારૂં દિનકર પોતાની અભિલાષા પ્રકાશ કરવા લાગ્યો, તે શાંભળી વનરાજ મહાવીરરાવ બોલ્યો,—" કેટલાક દિવસ પછી આપણો પૃથ્વી પૂજાનો દિવસ આવશે; વળી આ વર્ષ ખરેખર નકામુ ગયું છે. જો ભગવતીની નર રક્તથી પૂજા ન કરીએ તો ધાન્ય પાકવાની આશા નથી. તેના બલિદાનનો દિવસ ગયા પછી પ્રભાની સાથે તારો વિવાહ કરીશ. "

મહારાજ ! આપે આ જે વાત કહી તે પ્રસંગ તો પ્રભાને મરવાનો ઉપયુક્ત સમય; હવે તો પ્રભા કેમ નહિ મરે ? પ્રાણની માયા શું આવી નિવડશે ? હમણાં પ્રભા કેમ મરતી નથી ? આ મરવાનો ઉપયુક્ત સમય; નિર્બોધ મનુષ્ય મરવું જાણે નહિ. તમામ સમયે મરે, પ્રભા પણ સમજીને અસમયે મરશે ? હું બોલ્યો તે વાત ખોટી; પ્રભાનો મરવાનો યથાર્થ સમય થયો છે કે નહિ, તે પ્રભાજ જાણે. પ્રભાએ ઉપરા ઉપરી વિપદયાં પડી સંસારનાં અનેક કલ કૌશલ અનુભવ્યાં છે. વિશેષ પ્રિય સખી કઠારી પાસે હોવાથી અદભૂત બળથી બળશાલિની થઇ છે; " પ્રભાને, પતિ દર્શન સાજી

શે" એવો સંસ્કાર બંધાયાથી ક્ષણકાળ પણ મરવાની ઇચ્છા કરે નહિ. પ્રભા આ વખત યુવતી; બાલીકા નથી; તે સમય, તે ભાવ, તે બુદ્ધિ તમામ યૌવન સીમામાં પદાર્પણ કર્યા પછી ક્યાંય ચાલ્યાં ગયાં છે. આ વખત યુવતી જનને ઉચિત બુદ્ધિની તિક્ષ્ણતા, હિતાહિત વિવેચનાની ક્ષમતા, સમય અને કાર્યાકાર્યનું ગુણાગુણ નિરૂપણ કરવાની શક્તિ વિશેષ રીતે તેનામાં ઉત્પન્ન થઇ છે.

હવે તે મુક્તિલાભ સંકલ્પથી વન્યરમણીઓને સ્નેહનો ભાવ ધીમે ધીમે દેખાડવા લાગી કે જેથી તે સ્ત્રીઓ તેનો ભાવ જોઇ "તે બીજે કંઇ નાશી જશે નહિ" એવી ધારણામાં નિશ્ચીંત થાય.

---

# પ્રકરણ ૫ મું.

## પરન્પ ગોરજી.

આ—તરફ પાપિણી ગુલાબ ભુજેન્દ્રને વિષફળ ખવરાવી ચાલી ગઇ, ત્યાર પછી થોડીવારે પરન્તપ નામનો એક ઉદાસીન દૈવ ઘટનાથી આવી ચઢયો. તેણે સંજ્ઞાહીન પડેલા ભુજેન્દ્રને દીઠો. આમ તેમ ચિન્તાકુલ નયનથી જોતાં જોતાં તેની પાસે પડેલો ફળનો ફળાંશ જેવો કંઇક શેષ ભાગ દીઠામાં આવ્યો. તેને ખુબ બારીકીથી તપાસી જોતાં સ્પષ્ટ રિતે એમ સમજ્યામાં આવ્યું કે તે વિષફળ છે.

ભલા, નેમનાથ! આ–આને કોઇએ ખવરાવ્યું હશે? કે,પોતે ખાધું હશે, કે ભૂલથી ખવાયું હશે? તેનો દેહ જોઇ ઉદાસીનનું મન હવે કેમ કરવું, શું કરવું એમ વિચાર વમળમાં ગોથાં ખાવા લાગ્યું, અને સાતિશય વ્યાકુલતા મનમાં ઉઠી; તેથી ક્ષણ પણ વિલંબ ન કરતાં વનૌષધિ શોધી કહાડી ભુજેન્દ્રના મુખમાં રેડી. ત્યાર પછી થોડીવારે તેને કંઇક સંજ્ઞા પ્રાપ્ત થવા લાગી; ધીમે ધીમે આળસ ખાઇ ચક્ષુ ખોલી ચારે દિશાઓ તરફ બાવરો બની જોવા લાગ્યો. જોતાં જોતાં આ ગોરજી દીઠો એટલે પરાણે પરાણે ભાગ્યા તુટયા શબ્દે બોલવા લાગ્યો,—"અ...રે...પ્ર...ભુ ...અના...થ...ના...થ! તેં સંભાળ લીધી. આપ કોણ દેવ પુરૂષ છો?

ગોરજીએ તેને પોતાની સ્થિતિનો માહિતગાર કર્યો; અને બોલ્યો,— "આ ફળ તમે ભુલથી ખાધું કે કોઇએ ખવરાવ્યું? એવા કેટલાક પ્રશ્ન

પુછયા." ગોરજીએ પુછેલા પ્રશ્નોના ખુલાસા ભુજેન્દ્રે યથામતિ આપ્યા; પછી ગોરજીની અનુમતિ લેઇ યથેચ્છ સ્થાને જવા નિકળ્યો. ભમતાં ભમતાં પેલા પહાડી દેશના પ્રદેશમાં આવ્યો.

આ વખત આ વનમાં કેટલાક દિવસથી વન્યરાજ નરબલિદાનાર્થે એક અપરિચિત મનુષ્યની શોધ કરતો હતો, એટલામાં દૈવયોગે વન મધ્યે ભુજેન્દ્રને જોયો કે તરતજ તેને પકડી લેઈ સ્વભવન તરફ લેઈ ગયા.

---

# ખંડ ૧૩ મો પ્રદ્યોત કુમાર.

---

## પ્રકરણ ૧ લું

### યુવરાજે પ્રદ્યોતને દીધેલુ આશ્વાસન.

પ્રદ્યોત, મહારાજ ઉપેન્દ્રસિંહના આશ્વાસ વાકયથી આશ્વસ્ત થઇ પુષ્પપુર તરફ જવા લાગ્યો. ક્રમશઃ ઉભયનો પ્રણય એટલો બધો પ્રગાઢ થઇ ગયો હતો કે ધર્મને સાક્ષી રાખી ઉભય બન્ધુત્વ બન્ધનથી આબદ્ધ થયા. ક્રમે પ્રદ્યોત રાજાના અંતઃપુરમાં ગમનાગમન કરવા લાગ્યો. યુવરાજ ઉપેન્દ્રસિંહની સ્ત્રી તિલોત્તમા, સ્વામીના મુખથી પ્રદ્યોતના દુઃખની કથા સાંભળી તેના તરફ બહુ કૃપા બતાવવા લાગી. પ્રદ્યોત પણ તિલોત્તમાને, ધર્મ ચક્ષે જનની માફક, ભક્તિ ચક્ષે દેવી માફક, સાંસારિક ચક્ષે જ્યેષ્ટ ભ્રાતૃ—પત્નિ માફક અને શુભ ઇચ્છિત પક્ષે પ્રિય ભગિની માફક જોવા લાગ્યો. પ્રસંગોપાત સુયોગ ક્રમે તે માતૃભક્તિ પ્રદર્શન કરવા લાગ્યો; આ તેના શુભાચરણથી તિલોત્તમા વિમોહિત થઇ. આ પ્રમાણે અત્રે થોડાક દિવસ વીતી ગયા.

દિન જવા લાગ્યા પણ પ્રદ્યોતના મનનું કઈ અન્તર્હિત થયું નહિ; ઉલટું દિવસે દિવસ નવીન ભાવના ઉત્પન્ન થવાથી વૃદ્ધિ પામવા લાગ્યું.

એક દિવસ નિર્જન ગૃહમાં બેસી મનમાં ને મનમાં પોતાની સંકળ ઘટનાનો સવિશેષ સમસ્ત વૃત્તાન્ત આલોચના કરતાં કરતાં અધિરો બની જઈ બોલવા લાગ્યો,—"ભાઇ! ઓ ભાઇ! ભાઈ! ભુજેન્દ્ર! આપે શું ખરેખર આપના પ્રદ્યોતનો પરિત્યાગ કર્યો છે? ભાઇ! આપનો પ્રદ્યોત મરે નહિ અને આપ કેમ મરી ગયા? મારા સારૂં પ્રાણ આપ્યો ભાઇ!

મેં શું કુકર્મ કર્યાં હશે, શું પ્રદ્યોતજ આપના વિનાશનો હેતુ? ભાઇ! નિશ્ચ-શ્રમ બાલ્યકાલમાં મારી આ માટે પ્રાર્થના કરતા હતા! ભાઇ! દુધ પાઇ આ કાળ—સર્પનું પોષણ કરવું એ આપને ઉચિત નહોતું. મારા કષ્ટે કષ્ટ, સુખે સુખ, અને પીડાએ પીડાનો અનુભવ કરવો એ આપનું કર્તવ્ય નહોતું, ભાઇ! પ્રદ્યોતથી આપને શું ઉપકાર થયો છે? પ્રદ્યોત આપનો જીવનાપ-હારી ઘોર નારકી; ભાઇ! આપે મને છાતીએ રાખી માનુષ્ય કર્યો છે, પીડયાથી રક્ષા કરી છે, પછી જ્ઞાન—ધનથી જ્ઞાની કર્યો છે, યુદ્ધ વિદ્યાથી વીર પદ્વી આપી છે, પરંતુ મેં આપનું શું કર્યું છે? જીવનનો નાશ કર્યો છે!! આ હતભાગીને બાલ્યકાલમાં લુવણ ખવરાવી કેમ મારી નાંખ્યો નહિ? મારા આ—જીવનથી શું સુખોદય થાય? કદિ આ હસ્તથી આપના પવિત્ર ચરણની સેવા ન કરી શકયો તો ભલે, પણ આ હસ્તથી આપનાં વિષ્ટા-મૂત્ર સાફ કરી કૃતાર્થ થવા પામ્યો નહિ, કદિ આપનો આજ્ઞાવહ દાસાનુદાસ થઇ આ દેહનો ક્ષય કરી ન શકયો તો મારી મુક્તિનો ઉ-પાય શું થાય? મારા અસાર જન્મને ધિક! ભાઇ! આપ મારો જન્મ થવાથી તમામ દુઃખ ભુલી ગયા હતા; પરંતુ આ—પ્રદ્યોત—આપનો સા-ક્ષાત યમરાજ, તેનો નિર્ણય કરી શક્યા નહિ? આર્યે! દેવી! જનનિ હ-પસે! લીલા! મા! મારી મા! આપ કયાં છો? આપનો હત ભાગ્ય પુત્ર પ્રદ્યોત, મા! મા! કહી બોલાવે છે; એક વાર ઉત્તર દેઇ મારી રક્ષા કરો, દેવી! આપે મારા અભાવથી કંગાળ બની વનેવન, દેશે દેશ, દુરન્ત તા-પમાં, ભયાનક અન્ધકારમાં, અનાહારે, સુકાયલે કંઠે ભમી ભમી પ્રાણ ખો-યો? આપનાથી આ શી રીતે સહન થયું? દેવી! પ્રદ્યોત જીવતો છે; એક વાર આવી આપના પ્રદ્યોતને ઉત્તર દેઇ બચાવો. મા! મા! ઉઃ ઉઃ જેને આવું ઉપયુક્ત સંતાન વર્તમાન, તેનું અનાહારે નિરાશ્રયે કમોત! મને ધિક, જનનિ! કેમ મારૂં મળમૂત્ર સાફ કર્યું હતું? દેવિ! શા માટે દુધ પાઇ મારી રક્ષા કરી હતી? આ દુષ્ટ પુરૂષને બચાવવાની શી આવશ્યકતા હ-તી? મેં નારકીએ કયા નરકનો સંચય કર્યો નથી? હાય! આ દુષ્ટે તમારા ઉભય કાલ નષ્ટ કરી નાંખ્યા. ભાઈ! ભાઇ! ભાઇ! ભુજેન્દ્ર! આર્યે! આ-વો! દેવિ લીલા! પ્રદ્યોત આવ્યો, આવી રક્ષા કરો. હાયરે, વિશાલા! તારા મનમાં આ હતું? એમ બોલી સજોરે છાતીએ કારાઘાત કરવા લાગ્યો. નજીકમાં મહારાજ ઉપેન્દ્રસિંહ હતા તેમણે શબ્દાનુસારે ભવનમાં આવી પ્રદ્યોતની અવસ્થા જોઇ દિલગીર થઇ ઘણું વાતો સમજાવી શાન્તવના કરી;

આ પ્રમાણે કેટલાક દિન ગત થયા પછી મહારાજ ભુપેન્દ્રસિંહ પ્રદ્યોત કુમારને સાથે લેઇ બહુ સૈન્યની સહાયથી લીલાની ખોળ કરવા માટે બ્હાર નિકળ્યા. એક પછી એક જુદાં જુદાં સ્થાન, જુદાં જુદાં વન, દરેક તીર્થના દેખાવ જોતા જોતા ચાલવા લાગ્યા.



## પ્રકરણ ૨ જું.

## લીલાને શિવશરણનો મેળાપ.

આ—બાજુએ લીલાએ પેલી સ્રોતસ્વિનીમાં " હા સ્વામિન્ ભુપેન્દ્ર !" એમ શબ્દ બોલી જળમાં ભુસકો માર્યો, તે ઠેકાણે નદી અતિશય વક્રભાવ ધારણ કરેલી દેખાતી હતી. સ્રોતસ્વિની તરફ જોતાં લીલાની પછવાડે પછવાડે અનુકુલ માર્ગે શિવશરણ નામે એક મહાપુરૂષ કાંઇ કાર્ય ઉદ્દેશી જતો હતો, તે જળની નજીક અગોચર સ્થાને બેસી તેનું ભુસકો મારવા સંબંધી કથોપકથન શાંભળતો હતો. " સન્મુખે સ્ત્રી હત્યા થાય છે " એ જોઇ ન રહેવાયાથી પોતે પણ તેની પછવાડે કુદી પડયો, થોડીવાર જળમાં આમતેમ તરીને તરફડીઆં મારતી લીલાને પકડી લીધી. નિદાન મહા મુશીબતે બન્ને જણ કિનારે આવ્યાં; લીલા મૃત પ્રાય થઇ ગઇ હતી, પરંતુ બહુવાર સુધી સેવા બરદાસ્ત કર્યા પછી લીલાને કંઇક ચૈતન્ય આવ્યું, એટલે તેને લેઇ આશ્રમ તરફ ચાલવા લગ્યો. આશ્રમે પ્હોંચ્યા પછી આસનપર સુવાડી; કંઇક અંશે વિશ્રાન્તિ લીધા પછી સાવધ થવા લાગી, અને થોડોક ખોરાક લીધો.

દારૂણ દુઃખે દુઃખી થતો શિવશરણ તેને પૂછવા લાગ્યો,—" હે સ્ત્રી રત્ન તમે કોણ છો ? "

લીલાએ ઉત્તર દીધો,—" જનક ! હું પરદેશી નિરાશ્રીતા સ્ત્રી છું, દુઃખની મારી અહીં તહીં રઝળું છું. વેદના સહન ન થવાથી નદીમાં પડી હતી; પરંતુ હજી મારી વેદનાનો અંત જણાતો નથી. "

શિવશરણ બોલ્યો,—" તમે કોણ, ક્યાંથી આવ્યાં ? તે સંબંધી મને વાર્તા કહો. "

લીલાએ તેના આગ્રહને લીધે નિરૂપાયે પોતાની સવિસ્તર વર્તમાન હકિકત કહી.

જેમ જેમ દિવસ જવા લાગ્યા તેમ તેમ બીમા દુ:ખથી ક્ષીણ થવા લાગી, તે જોઈને શિવલક્ષ્મણ તેને લેઈ પૂર્વોક્ત ઝાડી પ્રદેશમાં પોતાની પ્રિય શિષ્યા શિવમોહિની પાસે મુકી આવ્યો.

---

# ખંડ ૧૪ મો દુખાન્તે સુખભોગ.

---

## પ્રકરણ ૧ લું.

### વનચર—ગૃહ.

વન્યગણાધિશ્વર, બહુ તપાસ અને યત્ન વડે ભુજેન્દ્રને મેળવી આનંદ સાગરમાં ડોલવા લાગ્યો. ભુજેન્દ્રને ઘેર આણી હસ્તપાદ બન્ધન પૂર્વક એક ઘરમાં પૂરી રાખ્યો. ધીમે ધીમે તાબાના વનવાસીઓ બલિદાનાર્થે મનુષ્ય પ્રાપ્ત થઈ ગયું છે શાંભળી ભુજેન્દ્રને ઉત્સાહથી હસકે મસકે જોવા આવવા લાગ્યા. વનાધિશ્વર મહાવીરને એક કન્યા હતી, તેનું નામ શીતલા, શીતલા કેવળ નામથી શીતલા નહોતી; પરંતુ રૂપ ગુણથી પણ શીતલા; સાજ સજામાં પણ શીતલા આચાર વ્યવહારમાં પણ શીતલા; તેનું હાસ્ય જનક રૂપ લાવણ્ય જોઇ હાસ્ય બંધ કરવું એ બડો વ્યાપાર.

મહારાજ! આપે વખત બે વખત કોઇ પણ સુંદરીને દીઠી હશે, માટે હું શીતલાના રતિ વિનિન્દિ—રૂપરાશિનું વર્ણન કરવા શાંત રહું છું. આ શીતલાની સાથે પ્રભાને બહુ સ્નેહ બંધાયો હતો; પ્રભાએ બાલ કાર્યમાં તેને અન્ધપ્રાય કરી મુકી હતી. પ્રભાવતી વનવાસીઓને આનન્દથી ઉન્મત્ત થયેલા જોઇ શીતલાને પુછવા લાગી,—"ભગિની! આજ આટલો બધો આનન્દોત્સવ શાનો?"

શીતલા બોલી,—"પ્રભા! નરવલિ થવાની છે, તે સારૂં નર આણ્યો છે, તેનો આનંદ છે. જોઇશું, ચાલ જોઇ આવીએ."

એમ બોલી માતાની પાસેથી આવી આણી પ્રભાને સાથે લેઇ ભુજેન્દ્રના વાસ સ્થાન આગળ આવી. ભાગ્ય ક્રમે ત્યાં આગળ આ વખતે અન્ય કોઇ લોકની કંઇ ગરબડ નહોતી. દ્વાર ઉઘાડી બન્ને જણ ઘરમાં પે-

હાં. પ્રભાના તો માત્ર ભુજેન્દ્રને જોતાંજ હાંસ કાંસ ઉડી ગયા. જ્ઞાન જતું રહ્યું; ચારે દિશાઓ શૂન્યમય નિરિક્ષણ કરવા લાગી, આ પ્રમાણે કેટલોક વખત જતો રહ્યો.

ભુજેન્દ્ર પ્રભાને દીઠા પછી ઉદભ્રાન્ત ચિત્તે કેટલીક જાતના વિચારમાં ગોથાં ખાતો હતો. દુઃખે, શોકે, હર્ષે નાના વિધ મુખ નિઃશ્વાસ મુકવા લાગ્યો. પ્રભાવતી લજ્જા ત્યાગ કરી કંઈ બોલવાની ઇચ્છા કરત પરંતુ પ્રત્યુત્પન્ન મતિત્વ પ્રભાવે વિપદની આશંકા કરી મનનો ભાવ, મનનું દુઃખ મનની કથા, મનમાં રાખી ચુપ રહી. બન્ને નયનથી અશ્રુધારા ધડધડિત ગળવા લાગી આ જોઇને ભુજેન્દ્ર અધિરો થયો; પરંતુ અસાધારણ ધૈર્ય બળથી શાન્ત ચિત્તે થઇ બોલ્યો,—" મા ! તું કેમ રૂવે છે? મને જોઇ આટલી બધી ગભરાય છે કેમ ? હું સમય ગુણુથી આ અવસ્થામાં પડયો છું. સમય ગુણથી મારૂં તમામ ગયું છે, હવે મારે બોલવા જેવું કંઇ રહ્યું નથી. હું અતિ હતભાગ્ય; મારા નિમિત શા માટે રૂવે છે ? હું તમને ઓળખતો નથી; મને જોઇને શા માટે રૂવે છે? તારી અવસ્થા જોતાં સમજાય છે કે, તમે પણ મારી પેઠે બન્દિવાન હશો. "

પ્રભા બોલી,—" પિતઃ હું આપને અજાણી એ વાત ખરી; પરંતુ આપની અવસ્થા જોઇ મને બહુ ખેદ થાય છે. આપે જે હમણાં અનુમાન કર્યું તે ખરૂ છે; હું કેદી છું; અત્રેના વનરાજ પુત્રની સાથે મારો વિવાહ કરવાનો છે. મારી મુક્તિનો ઉપાય નથી; તેમજ મેં મુક્તિ પામવા વાસના પણ કરી નથી; હવે મારી વાતનું કંઇ કામ નથી. આપની સામે વધારે વાતચિત કરવા વા શાંભળવા ચ્હાતી નથી. આપ અપરિચિત, આપની પાસે દુઃખની વાત કહી કેવળ દુઃખ હરીઓ ઉલાળવો એજ માત્ર; સિવાય અન્ય લાભ બિલકુલ જણાતો નથી. મારા પિતાના અવયવની સામે આપ ઘણી રિતે મળતા છો, તેથી તે યાદ આવવાથી રોવું આવ્યું; હું આપના સારૂ કંઇ રોઇ નથી. હવે હું ફરી આ ઠેકાણે નહિ આવું, આપને મારા પ્રણામ, હું જાઉં છું એમ બોલી શીતલાની સંગે ચાલી નીકળી. શીતલા બન્નેના મનના ભાવને કોઇ રિતે જાણી શકી નહિ.

## પ્રકરણ ૨ જું.

## કારાગ્રહમાં ભુજેન્દ્ર અને પ્રભા.

પ્રભા ત્યાંથી આવ્યા બાદ પોતાનું તમામ દુઃખ ભુલી ગઇ. કેવી રિતે પિતૃકલ્પ મહાશયની રક્ષા કરવી તેને માટે નાના પ્રકારેની યુક્તિ પ્રયુક્તિઓ કરવા લાગી. પ્રભાવતીએ મશ્કરી, તમાસા, આમોદ અલ્હાદથી તમામને આંધળા બિત બનાવી દીધા હતા અને પોતે દ્વારની પાસ્રી ભોમીયણ થઇ બેઠી હતી. આજે કેટલેક દિવસે વેશ સજ્યો. વનભૂપતિની ગૃહ સામગ્રી બનતી તજવીજે સયત્નથી તૈયાર કરવા બેઠી. ગૃહનું કાર્ય સ્વ હસ્તે કરવા લાગી. જોઇ સાંભળી પુરનારી હસ્તામુખે પ્રભાની કેટલીક પ્રશંસા કરવા લાગી પ્રભા આ પ્રમાણે ધીમે ધીમે એકે એક, તમામની આંખોમાં વિલક્ષણ રૂપે મુઠી ધૂળ નાંખવા લાગી. ક્રમે સાહસ વધ્યું; ઉત્કૃષ્ટ ઉત્કૃષ્ટ વનફળ રૂપ ભક્ષ્ય દ્રવ્ય આધાર પરિપૂર્ણ કરી ચાવી લેઈ દ્વાર ઉઘાડી ભુજેન્દ્રને આહાર કરાવવા જતી; કોઇ પુછે તો કહેતી,—"અહો! બલિદાન આપે અને ખાય નહિ, તેને ખવરાવવાનું પુણ્ય છે, વળી વિશેષમાં મારો વિવાહ દિવસ આવે છે, માટે ધર્મ કર્મ કરવું." આ સાંભળી સ્ત્રીઓ હસવા લાગતી. આ પ્રમાણે કેટલાક દિવસો જતા રહ્યા. નરબલિ મુહૂર્ત નજીક આવવા લાગ્યું. પ્રભા પણ અંતરમાં ને અંતરમાં ચિન્તા સમુદ્રમાં નિમગ્ન થવા લાગી. પ્રભા, શીતળાના ગૃહમાં શયન કરતી; અને રાત્રિ વખતે તેના હસ્તપાદ બન્ધન કરી રાખતી; પરંતુ હમણાં બે ત્રણ દિવસથી તેને બાંધી રાખતા નહિ. તેઓને વિશ્વાસ બેઠો હતો કે "હવે તે નાશી જશે નહિ." એક દિવસે રાત્રે વિશેષ કામકાજમાં પડી વનભૂપતિના ગૃહમાં રહી કાર્ય કરવા લાગી; પણ પોતાના ઉદ્દેશની સરત બરોબર સાચવવી એ તેનો દૃઢાગ્રહ હતો. વિધાતાએ તેની મનોવાન્છા પૂર્ણ કરી. જે ખોળતી હતી તેજ મળ્યું. ગૃહકાર્ય અટોપી રહ્યા પછી સ્વકાર્ય સાધન કરી શીતળાની પાસે આવી બેઠી.

દેવ! આ સ્થાને આપને એક વાત કહેવી અવશ્ય જરૂરની છે; આટલા દિવસ પ્રભાના સતીત્વની રક્ષા થઇ એ સારૂં "પરંતુ વિવાહ ન થાય તો બળપુર્વક સ્ત્રી લોકનું સતીત્વ નષ્ટ કરવું એ વનવાસીઓનું ધર્મશાસ્ત્ર બહિર્ભૂત કાર્ય;" પણ દિનકર બળ પ્રકાશ કરવા પામ્યો નહિ. નહિતો આટલા દિવસમાં શું બનત તે કહી શકવું મુશ્કેલ પડત.

પ્રભા સ્વગૃહે આવી શીતળાની પાસે સુઇ ગઇ. ધીમે ધીમે રાત્રિ અધિક ફુડવાથી તમામ ગાઢ નિદ્રામાં પડયું છે, શીતળા પણ ઘોરેછે; આવો સમય જોઇ પ્રભા ઉઠી. આ ગજગામિની ગજનો ચાલે ચાલી દ્વાર પાસે આવી; અતિ સાવધપણે દ્વાર થોડું ધીમેથી ઉઘાડયું; ડોકીયું કરી જોયું કે કોઇ છે કે નહિ; અંત હર્ષે ઓષ્ટ ફરફડાવ્યા, ભલું થયું, કોઇ નથી. ધીમે રહીને વીજળીની માફક બહાર નિકળી આવી. પરંતુ ભયને લીધે ચારે દિશાઓ તરફ ચકિત ચિત્તે જોવા લાગી. ચાલતાં ચાલતાં ભુજેન્દ્રના વાસગૃહમાં આવી. ભુજેન્દ્રના કંઇ પણ બોલતા પહેલાં બોલી, પિતા કંઇ ગરબડ કરશો નહિ, એતો હું પ્રભા આવીછું, કંઇ ચિન્તા નથી. દુરાત્માઓએ આપનું બલિદાન આપવા નક્કી કર્યુંછે; તે દિવસ નજીક આવવા લાગ્યો છે; માટે ચાલો આ સ્થળેથી નાશી જઇએ. એમ બોલી પોતાની પાસેની પેલી તિક્ષણ ધારવાલી કટારી કમ્મરથી કહાડી, ભુજેન્દ્રનું બન્ધન કાપી નાંખી, બન્ને જણ કોઇ જાણે નહિ તેમ નાશી ગયાં. વનવાસીઓ આ વાત બનવાનો સંભવ જાણી શકયા નહિ.

———— : ० : ————

## પ્રકરણ ૩ જું.

## લીલાનો શોક.

આ પ્રમાણે મુક્તિ લાભ મેળવી બન્નેએ પ્રાણ જવાના ભયથી સારી રાત્રિ ચાલ ચાલ કર્યું ત્યારે પાછલી રાત્રે મોટે પરોઢીએ એક પર્ણકુટી દીઠી. તેમાંથી અલ્પ અલ્પ ધુમાડો નીકળતો જણાતો હતો, વળી તેમાં કોઇ પીડિત મનુષ્યનો દયામણો શબ્દ સંભળાતો હતો તે સાંભળવાને થોડીવાર ઉભા રહ્યાં. પરિશ્રમથી શરીર પરેખરું શિથિલ થઇ ગયું હતું, એટલે જો કંઇ આશ્રય મળે તો વિશ્રાન્તી કરીએ એવી ઇચ્છા હતી. આ વખતે તે પર્ણકુટીમાંથી એક સન્યાસિની બહાર આવતી હતી, તેને જોઇ પાસે જઇ આશ્રય માટે વિનતી કરી. સન્યાસિની તેઓને આદર પૂર્વક કુટીમાં લેઇ ગઇ. તેઓ બન્ને જણ કુટીમાં પેઠાં કે તરતજ સાનન્દાશ્ચર્યમાં ગરકાવ થઇ ગયાં. ભુજેન્દ્ર, તે રોગી પાસે જઇ, ગદ ગદ કંઠે બોલ્યો,—"પ્રિયતમે લીલા! મારા હૃદય ભવનની દીપશિખા લીલા! મારી તપસ્યાનું ફળ સ્વર્ગાપવર્ગ લીલા! આજ હું તારી આવી અવસ્થા કેમ દેખુ છે"!!

પ્રભા બોલી,—"દેવિ! આર્યા જનનિ ઉપમે! બ્હેન! મારી માત્ર એક જવાજીવ—તરણિ બ્હેન! આપની હતભાગિની પ્રભાવતી આવી છે. એક વાર ઉત્તર દેઇ મારો મનઃપ્રાણ શીતળ કરો."

લીલા અકસ્માત્ આ અમૃત પૂર્ણ વચન વારંવાર શ્રવણ કરી સ્વપ્ન કલ્પના મનમાં કરવા લાગી; અને વારંવાર ભ્રમણામાં પડવા લાગી. ફરી-બન્ને જણ આદરથી બોલાવવા લાગ્યાં ત્યારે લીલાના યુગલ નયનથી અનર્ગલ ખળખળ બળ આંસુ પિગલિત થયાં.

ભુજેન્દ્ર બોલ્યો,—"ક્ષમામયી! મારો સકળ અપરાધ ક્ષમા કર. આ તારો ચિરાનુગત ભુજેન્દ્ર પાસે બેસી બોલાવે છે."

લીલાએ ઉત્તર દીધો,—" હવે મરવાને સમયે ભાગ્ય ક્રમે આપનું દર્શન પામી છું; એકવાર આ—ચિરાનુગત દાસીના મસ્તકપર શ્રીપાદ પદ્મ મૂકી કૃતાર્થ કરો. વસન્ત કોકિલસ્વરે હવે મને કોણ બોલાવે છે? મારી પ્રભા! પ્રદ્યોતનું જીવન સર્વસ્વ પ્રભા"!

પ્રભા સવિનયે બોલી,—" હા જી. આપની દાસીની દાસી પ્રભા બોલાવે છે, ઉતર દેઇ મને શાન્ત કરો. બ્હેન! અરેરે! હું આ કેવી અવસ્થા જોઉછું? આપના મનમાં શું છે?"

લીલાએ ઉત્તર વાળ્યો,—તું બોલ, મને બોલાવવું સારૂં લાગતું નથી; મારૂં જ્ઞાન તારો ભિખ્યા વેશ જોવાથી નાશ પામ્યું છે. હવે હૃદયે ધૈયતા રહેલી નથી. એમ બોલી રોવા લાગી."

લીલાને રોતી જોઈ બન્ને જણે નાના પ્રકારના પ્રબોધ વાક્યથી તેની શાન્તવના કરી યથાયોગ્ય સેવા શુશ્રુષા કરવા માંડી. સંન્યાસિની શિવમોહિની સમસ્ત પરિચય પામી તેઓને સાવધપણામાં રાખ્યાં, લીલા પણ " આ વખત ઉગરી " એમ બોલી આશ્વસ્ત થઇ.

———:o:———

## પ્રકરણ ૪ થું

## કૂટીમાંથી પકડાયાં.

પેલા વનવાસીઓ પ્રભાતમાં પ્રભા અને ભુજેન્દ્રના વાસ સ્થાનમાં જઇ જુવે તો તેઓ બને પલાયન કરી ગયેલાં જણાયા, આથી તેઓ હસ્તમાં આવેલી બાજી ગુમાવી એમ માંની તેમને શોધી કહાડવા સારૂં ચારે

બાજુએ દોડવા લાગ્યા. તેમાંના કેટલાક તેમને પગલે પગલે જવા લાગ્યા પ્હાડની નાની મોટી ખીણો અને શિખરો જે ભારે ઝાડીથી આચ્છાદિત હતી તેની અંદર પેશી વન વરુ, રીંછને ત્રાસ દેઈ ઝાડે ઝાડ ફરી વળ્યા. કંટાળાં ઝાડના શરીરપર ઉઝરડા થવાથી રક્તવર્ણ ઝરતા રકતવાળી રેખાઓ તેમના કાળાદેહને શોભા દેવા લાગી. એવામાં પશ્ચિમ દિશાએથી બુમ શાંભળી કે, ધાજો ધાજો, ખાધો ખાધો. આ શાંભળી વનચરોમાંના ઘણાક તે તરફ દોડી ગયા, અને કયાંથી અવાજ આવે છે તેનો ભેદ સમજી તે તરફ આગળ જવા લાગ્યા તો પ્હાડની તળેટી વાલી ગુહામાં વાઘે પકડેલો દૈત્યમલ્લ જોયો. વાઘે તેનો જમણો હાથ વિકાળ મુખમાં સ્વાહા કરવા લીધેલો જોઇ આવેલા વનવાસીઓના બંધ છુટી ગયા; પરંતુ વીરમલે કામઠું ચઢાવી એવો તીર ફેંકયો કે તેના કપાળ મધ્યે વાગ્યો કે તરતજ દૈત્યમલ્લને મૂકી વીરમલ્લપર તલાપ મારી પણ નાશી છુટયો અને વાઘ ચતેપાટ પડયો. વાઘને ચકરી ખાઇ પડેલો જોઇ તમામ દૈત્યમલ પાસે આવ્યા, અને તેને ઉચકી લેઈ ઘર તરફ રવાના કર્યો. વળી શોધ કરવા તેઓ વેરાયા, તેમાંના એક જણે આવી મહાવીરને ખબર આપી કે, તેઓ કોઇ એક સંન્યાસિનીની પર્ણકુટીમાં છે. આ ખબર શાંભળી લાગલો મહાવીર વન પાય દલ સાથે જઇ ફૂટીને ઘેરો ઘાલી બળપૂર્વક તેઓ બન્નેને બાંધી રૂંધી પોતાના ઘર તરફ લેઈ જવા લાગ્યા. પ્રભાના મુખથી રૂદન સહિત નરવલિની કથા શાંભળી લીલા મૃતપ્રાય થઈ ગઇ. ચોર લોક ( વનવાસીઓ ) ને બોલાવી બહુવિધ વિનમ્ર વાકયથી સ્વામીના જીવનની ભિક્ષા માગવા લાગી. પણ કોણ તેની વાત શાંભળે ! લીલા મૃતવત્ પડી રહી; અને શરીરમાં વિકારોએ પ્રવેશ કરવા માંડયો.

———— : ● : ————

## પ્રકરણ ૫ મું.

## પ્રદ્યોતની અદષ્ટચિન્તા.

બીજી—તરફ પ્રદ્યોતે મહારાજ રૂપેન્દ્રસિંહની સાથે જુદા જુદા દેશો અને સ્થાનોમાં પર્યટન કર્યું, પરંતુ તેના મનનું કષ્ટ અંતર્હિત ન થતાં દિનપર દિન વૃદ્ધિ પામવા લાગ્યું. એક દિવસ તે પોતાના સંબંધી તરેહ તરેહવાર ચિન્તા કરતાં અતિશય દુઃખિત થઈ બોલવા મંડયો,—"હાય ! આજ મારે

"અંતઃકરણ ખરેખર નૈરાસસાગરમાં નિમગ્ન કેમ થાય છે? શુન્યમયી પૃથ્વી ભયંકરી થઇ મને ખાવા કેમ ધાય છે? મસ્તક કંપે છે દેહમાં બળ નથી જણાતું. અંતરાત્મા ધડકી ધડકી વિરામ પામે છે, સન્મુખે બાર તાપ ઉદય થઇ જગત્ દગ્ધ કરે છે. મહાસમુદ્ર મર્યાદા મુકી સમસ્ત પૃથ્વીને ડુબાવે છે, અને તેનાં ભયંકર મોજાંમાં મારા પરમારાધ્ય ભ્રાત્ મહાશય, પુજ્યતમા લીલાદેવી, પ્રિયતમા પ્રભાવતી પતિત થઇ હાહાકાર સ્વરથી બૂમો પાડે છે. બચવાના લોભની લાલસાથી વચમાં વચમાં પામર લોકનાં નામ દેઇ અશ્રુજળથી એ પયોધિ—પ્રવાહ શતગુણ વૃદ્ધિત કરે છે. હૃદય, કોલમાં પીલાતા શેરડીના શાંઠાની માફક ભયાનક રૂપે પીલાય છે. હવે મને ફરવાની પ્રવૃત્તિ નથો થતી." એમ બોલી મંદ સ્વરે મહારાજ ઉપેન્દ્રસિહને બોલાવી કહ્યું,—"મહારાજ! મારૂં અન્તઃકરણ બહુ મુઝાય છે, હવે ફરવાની ઇચ્છા નથી, ચાલો રાજધાનીમાં જઇએ."

મહારાજ ઉપેન્દ્રસિહ પણ પ્રદ્યોત સંબંધી ચિન્તામાં ગરકાવ થઈ ગયો હતો. પણ પ્રદ્યોતની પ્રાર્થનાને સંમત થઇ અશ્વપર બેશી પ્રદ્યોતને સાથે લેઇ સોએક ઘોડેશ્વારનું સૈન્ય સાથે રાખી રાજધાની તરફ જવા લાગ્યો. બાકીના સૈન્ય સાથે સામંતલોક વગેરે ધીમેધીમે પછવાડે જવા લાગ્યા.

---

## પ્રકરણ ૬ ઠું.

## પૃથ્વી—પૂજા (નરબલિ)

આજ—વનસાસીઓનો પૃથ્વી—પૂજાનો દિવસ; વનચરોના આનન્દમાં આજ કંઇ ન્યુનતા નથી. અસંખ્ય વનવાસીઓ એકઠા મળ્યા છે. જુદી જુદી જાતના વનજપુષ્પનો ઢગલો માર્યો. ક્રમશ; પૂજારંભ થયો, ધૂપ ધૂમાડાની ગન્ધે તે સ્થાન અન્ધકારમય થઇ રહ્યું. વિવિધ પ્રકારનાં જંગલી વાજીંત્ર વાગવા માંડયાં, વળી ભવાનીનું પ્યારૂ ડાખલુ ડડુમ્ ડડુમ્ ડુબ ડડુમ્ અવાજ કરી બાવિક ભકતોના મનને ઉશ્કેરવા લાગ્યું, કેટલાક ઉભા થઇ બે હસ્ત ઉચા રાખી થથા થેઇ થેઇ કરવા લાગ્યા.

બલિદાનાર્થે ભુજેન્દ્રને સ્નાન કરાવી કેટલાક જણ લેઈ આવ્યા. તેને નવી નવી જાત ભાત વાળાં શુશોભિત વસ્ત્ર પ્હેરાવી દીધાં. ગળામા પુષ્પ માલા નાંખી તેને ઉભો રાખ્યો, સન્મુખે અનેક જાતની છરા છરીઓ

ગોઠવી દીધી; કેટલીક ઝબકારા મારતી તરવારો પણ ઉભી મુકી. થોડે થોડે બલિદાન પ્રક્રિયા થઇ જવા લાગી. પછી વનચરોએ ભુજેન્દ્રને એક વૃક્ષના થડ સાથે બાંધ્યો; બાંધ્યો કે તરતજ અનેક વનચરોએ પેલી ગોઠવી મુકેલી સુતિક્ષણ છરીઓ હાથમાં લીધી.

આ દુર્દાન્ત પાષાણ—હૃદય વનવાસીઓનો નરબલિ પ્રદાન પ્રથા અતિ ભયંકર; એકીવારે બે ભાગ કરવાથી વધ્યને થોડું કષ્ટ થાય; પરન્તું તેઓ એકીવારે બે કડકા કરે નહિ. વધ્યને વૃક્ષ સાથે બાંધી નૃત્ય કરતાં ગાન તાન ગુલતાન ઉડાવે, પછી ચારે બાજુએથી એક એકવાર છરીથી ઘા કરે. તે તમામ ઘાથી રૂધિર ધારા ભડભડાત વહે, તેને વનચરો ઝીલી લેઇ પૃથ્વી ( ક્ષેત્ર ) માં રેડી દે. તેઓ એમ સમજતા હતા કે આમ કરવાથી પૃથ્વી સન્તુષ્ટ થઇ ધાન્ય સારૂં આપશે.

આ ઉત્સવમાં પ્રભા આવી શકી નહોતી; કારણ વનચરો પ્રભાને ભુજેન્દ્રની આત્મીય સમજી પકડી લાવ્યા હતા; તેથી તેને આવવા દીધી નહોતી. પ્રભા પણ પરમપૂજ્ય મહાશયની રક્ષા ન કરી શકયાથી જીવ છુડાવવા તત્પર થઇ હતી. આ પાપી જીવ રાખવો નહિ, એમ મનમાં તેણે નિર્ણય કર્યો હતો. પાસે કટારી હતી તે કમ્મરેથી કહાડી, જોરથી હૃદયમાં મારવા ઉચી કરી તે દેખાવ દૈવયોગે શીતળાના જોવામાં આવ્યો તેથી તે જાણી મે જાય તેવે ઉતાવળે પગલે આવી જોરથી હસ્ત પકડી લેઇ કટારી ખુચાવી લીધી. તાત્પર્ય પ્રભાથી મરવાના ઉપયુક્ત સમયે પણ મરાયું નહિ. સમયે મરીશ એવી જે આશા રાખી હતી તે વિફળ થઇ. પ્રભા, મરવાના ઉપયુક્ત સમયે મરી શકી નહિ. થોડીવાર પછી દિનકર આવી પ્હોચ્યો, તે પ્રભાના હસ્તપાદ બન્ધન કરી ઘરમાં પૂરી ઉત્સવ સ્થળમાં ચાલ્યો ગયો. પ્રભાવતીએ નયનજળથી ધરાતલ પ્લાવિત કર્યું, હા દીન બન્ધો! હા જગતપતે! હા અનાથનાથ! આપ ક્યાં?" એમ બોલતી બોલતી મૂર્છિત થઇ.

આ—તરફ ભુજેન્દ્ર મૃત્યુ નજીક જાણી ભયભીત સ્વરે કહેવા લાગ્યો કે,—" હે સર્વ શક્તિમન્ દયામય જગતપતિ! આ પ્રમાણે મારા જીવનો પરિણામ થશે, એમ મેં સ્વપ્નમાં પણ જાણ્યું નહોતું. તથાપિ હું ઘોર નારકી; મારૂં મૃત્યુ આ પ્રમાણે થવુંજ ઉચિત; પાપ—જીવન આ પ્રમાણે થઈ વિનષ્ટ થાયતો બચી જવાય. હા પ્રદ્યોત!! આ—વખત તું ક્યાં, આવીને મારૂં નહિ, પણ તારી પ્રભાનું રક્ષણ કર; તારી જનની—ઉપમા ૐ

તકલ્પા કંગાલિની લીલાને બચાવ; એમ બોલી ચૂપ રહ્યો." મનમાંને મનમાં પ્રભાની અને લીલાની અવસ્થા વિચારવા લાગ્યો. બન્ને ચક્ષુથી દડદડિત ધારા પડવા લાગી. વનચરોના આનન્દની સીમા રહી નહિ. ભયાનક કોલાહલ થવા લાગ્યો, ગાન, વાજીંત્રથી સ્થાન ગાજી ઉઠ્યું. આનન્દથી ઉન્મત્ત થયેલા નરઘાતક વનવાસીઓ ભુજેન્દ્રને છરીના ઘા કરવા સારૂં ચારે દિશાએથી તેના તરફ દોડયા. ભુજેન્દ્ર ઉચ્ચૈઃસ્વરે હા પ્રદ્યોત! બોલી બૂમરાણ પાડી ઉઠયો. બૂમો પાડે છે. તેવામાં દૂરથી—

" આહા! શું મધુર ધ્વનિ! પશિલ શ્રવણે,
કેમ નાથ! દાસને પુકારો સઆતુરે.
દાસ—દાસ—તુજ—દાસ હું તમ ચરણે,
પામીશ સાક્ષાત, આશા હતીના અન્તરે. "

આ કાવ્ય બોલતો બોલતો સવેગે દોડતો આવી પ્હોંચ્યો અને નજીક આવી સત્વરાએ અશ્વથી ઉતર્યો. સન્મુખની શોચનીય અવસ્થા જોઇ મનોદુઃખથી વ્યાકુલ થયો. સત્વર પાસે જઇ ચકચકિત ખુલ્લી તરવારના પ્રહારે કેટલાક વનચરોના બબે કડકા કરી નાંખ્યા. બાકીના પ્રાણ જવાના ભયથી નાશી છુટયા, પ્રદ્યોતકુમારે ઘોડેશ્વાર સૈન્યને તમામ વનચરોને બંદિવાન કરવા આજ્ઞા કરી ભાઇશ્રીનું બન્ધન દૂર કર્યું. પછી વગર મૂળના તરૂની માફક ભુજેન્દ્રના ચરણમાં પડી અશ્રુજળથી ચરણ ધોયા. ભુજેન્દ્ર, પ્રદ્યોતને બન્ને બાહુમાં ઘાલી, હૃદય સાથે ડાબી કહેવા લાગ્યો,—" પ્રાણાધિક! હૃદય મણિ! અન્ધની લાકડી! ભાઇ પ્રદ્યોત! તું જીવતો થયો? કે હું ઝઝુમી રહેલા મૃત્યુકાળથી જ્ઞાન રહિત થઈ પ્રલાપ દર્શન કરૂં છું? જીવનાધિક ભાઇ! તારૂં સુવર્ણ જેવું અંગ આ જવલન્ત અગ્નિજ્વાળાથી દગ્ધ થયેલું દેખું છુ? કોણ દયામય દેવે અમૃત—વૃષ્ટિ કરી તને બચાવ્યો. પ્રદ્યોત! તુ મારૂં જીવિત થયો છું? પ્રદ્યોત હવે તું મારો પરિત્યાગ કરીશ નહિ; તેમજ હું પણ તારા હૃદયથી દૂર ખસવાનો નથી. પ્રદ્યોત! હું શું અરેખર તારા હૃદયને પામ્યો છું? જો તુંજ મારો યથાર્થ પ્રદ્યોત હોઉ તો, મારી લક્ષ્મી સ્વરૂપિણી પ્રભાનું રક્ષણ કર. તે આ ચોરલોકના ઘરમાં કેદીની અવસ્થામાં કેદખાનામાં પડી ભયાનક કષ્ટ ભોગ ભોગવે છે; ત્વરાથી જા, ક્ષણ પણ વિલંબ ન કર." આજ્ઞાનુસાર પ્રદ્યોત સવેગે લૂટારૂના ઘરમાં પ્રવેશ કરી અનેક સ્થળ શોધી વળ્યો, પરન્તુ કયાંય માલમ પડી નહિ.

ત્યારે નિરાશ ન થતાં બંધ કરેલા એક ઘર આગળ આવી તેનાં દ્વારને ખુબ જોરથી લાત મારી બારણું ભાગી નાંખી ઘરમાં પેઠો. પેસતાંજ પોતાની માનસરોજ હસી હીનપ્રભા પ્રભા મૂર્છિત થઇ મૃતવત્ ધરાપર પડી છે; એમ જણાયું. આ સ્થિતિ જોઇ પોતાનો પ્રાણ કંપી ઉઠયો; ઉપવિષ્ટ થઈ વીણાયન્ત્રની માફક પોતાના ખોળામાં સુવાડી. ને મધુરસ્વરે બોલાવવા લાગ્યો,—"પ્રિય! પ્રિયત્તમે! પ્રદ્યોતના આદરનું ધન પ્રભા! તારો ચિરાનુગત દાસ પ્રદ્યોત બોલાવે છે. એકવાર ઉત્તર દેઇ મનઃપ્રાણ સુશીતલ કર. પ્રભા! મારી હૃદય હારિણી પ્રભા! મારૂં પગ—પ્રાન્તસ્થ અમૂલ્યરત્ન પ્રભા! એકવાર ઉત્તર દે; મારા પ્રાણ આવો, એકવાર ઉત્તર દે; મારા પ્રાણ આવો, એકવાર ઉત્તર દો; તારો અકૃતજ્ઞ દાસ પ્રદ્યોત બોલાવે છે, એકવાર ઉત્તર દો; મારા પ્રાણ—આવો, એકવાર ઉત્તર દયો."

આ અપૂર્વ પ્રેમિની પછવાડે મહારાજ ઉપેન્દ્રસિંહ ઉભા હતા, તેમણે જળ આણી પ્રભાના મુખમાં ટોયું. બહુવાર બહુવિધ બરદાસ્ત કર્યા પછી, પ્રિય પતિના પવિત્ર અંગ સ્પર્શથી પ્રભાવતી જાગૃત થઇ, ધીમે ધીમે પંકજ—નયનની પાંખડીઓ મટ મટાવવા લાગી. છેવટે ચક્ષુ ખોલી જોયું તો પ્રિયપતિ પ્રદ્યોત! જોઈ આશ્ચર્ય પામી; વળી બન્ને નયન સ્પન્દહીન થયાં અને દડદડ આંશુ દદડવા લાગ્યાં, તે શા માટે—દદડવા લાગ્યાં તેનું કારણ જણાયુ નહિ. થોડી વારે અધર ફરફડવા લાગ્યા. વળી થોડી વાર પછી મૂર્છિત થઇ. ઘણી વાર પછી ચૈતન્યોદય થયો. આ વખત પ્રિયપતિ પ્રદ્યોતના વદન સુધાકર તરફ ટગર ટગર જોઇ રહી. ફરીથી બન્ને નયનમાંથી આંશુ પડવા લગ્યાં; અને ભયભીત સ્વરે બોલી,—"આપ શું સ્વર્ગથી આ દાસીનું રક્ષણ કરવા આવ્યા છો? નાથ! આપ જીવતા છો? છેતરશો નહિ. હું હસ્ત જોડી અવનત મુખે પુછું છું કે આપ જીવતા છો?"

પ્રદ્યોતે ઉત્તર આપ્યો,—"પ્રિયે ધૂર્ત શ્યામપદે આપણને છેતર્યા છે. હું જીવતો છું." આ શાંભળી પ્રભાની આશાના અંકૂરો ફૂટવા માંડયા; અને પોતાને જીવવાની ઇચ્છા થઇ. હિમ્મત રાખી બેઠી થઇ અને બોલી,—"પ્રથમ મારા પિતૃકલ્પ મહાશયની રક્ષા કરો; પછી સર્વ વૃતાન્ત કહીશ."

પ્રદ્યોતે તેની વિનંતી શાંભળી ઉત્તર દીધો—, "પ્રિયે! તે કુશળ ક્ષેમ છે.!!

પ્રભાવતી ઉભી થઇ કહેવા લાગી, ચાલો લીલા દેવીના સ્થાનમાં જઇ તેની રક્ષા કરો; પ્રભાને મુખે લીલાની વાર્તા શાંભળી સત્વર સામન્તોને લેઇ કેટલાક ઘોડેસ્વાર સાથે મહારાજની સોબતે લીલા પાસે જવા નિકલ્યો. બાકીનું સૈન્ય વનચરોને બાંધી રૂંધી ત્યાં રહેવા લાગ્યું.

---

## પ્રકરણ ૭ મું.

## લીલા.

મહારાજ ઉપેન્દ્રસિંહ; પ્રદ્યોતકુમાર, ભુજેન્દ્રકૃષ્ણ, પ્રભાવતી અને સાથેનું કેટલુંક સૈન્ય લેઇ પેલી શિવમોહિનીના આશ્રમે આવી પ્હોંચ્યા. મૃતપ્રાયા લીલા દેવીની અવસ્થા જોઇ મનોદુઃખે તમામ વ્યાકુલ થયા. પ્રદ્યોત લીલાના ચરણ—પદ્મમાં નમસ્કાર કરી,—" આર્યે ! દેવી ! જનનીરુપે ! આપનો ચિરાનુગત દાસાનુદાસ પુત્ર પ્રદ્યોત આવ્યો છે. એકવાર ખોળે બેસાડી કૃતાર્થ કરો. મા ! મા ! માવડી ! આપનો હતભાગ્ય પ્રદ્યો- આવ્યો છે, એકવાર ઉત્તર દેઇ જીવન રક્ષા કરો. આપની આવી સ્થિતિ હું જોઇ શકતો નથી. જો હતભાગ્ય પ્રદ્યોતને ઉત્તર ન દ્યો તો, બાઇશ્રીના પ્રતિ કૃપા કરી ઉત્તર દ્યો. આપના દાસની દાસી પ્રભા આવી છે, એકવાર સાદરથી બોલાવો. એમ બોલી પુનઃ પુનઃ બોલાવા લાગ્યો. "

વિકાર બળથી લીલાદેવી જ્ઞાનહીન થઇ હતી; તે શું ઉત્તર આપી પ્રદ્યોતને સુખી કરે ? લીલા વિકારબળથી લવરી કરવા લાગી. મહારાજ ઉપેન્દ્રસિંહે લીલાની મન્દ સ્થિતિ જોઇ વૈદ્યને બોલાવવા સારૂં ચારે બાજુએ સૈન્યના સ્વારો દોડાયા; તેમજ વનચરોને માટે રહેલા સૈન્ય પૈકીના કેટલાકને બોલાવવા સારૂં સ્વાર મોકલ્યો.

લીલા પ્રદ્યોતના વારંવાર બોલાવાથી ગુસ્સે થઇ કહેવા લાગી,— " નરાધમ ચોર—મારા અંગે હાથ ! મારા સ્વામીને બન્ધન ! મારી પ્રભાના પવિત્ર ગાત્રે સ્પર્શ ! હવે તું છોડ! , નહિતો હમણાં ભષ્મ કરીશ; જો કલ્યાંણ ચ્હાતો હોઉં તો મારો આ પાલવ છોડ; નરાધમ ! જો ધર્મ હોય, જો હું સતી હોઉં, જો પતિપદે ભક્તિ હોય તો મારો સ્વામી અવશ્ય છુટજો, મારી પ્રભા નિશ્ચય મારી થશે. અને તારૂં સત્યાનાશ વળજો, તું ફાટી પડજે. એક દેવ પુત્ર—સદશ મહારાજ તારા પાપનું પ્રતિફળ

આપશે. " આ વખતે પ્રદ્યોત્ત બોલ્યો,—" જનનિ ! હું ચોર નહિ, આ-પનો પ્રદ્યોત; એકવાર કૃપાનેત્ર જોઇ અમારૂં રક્ષણ કરો. "

લીલા કુદી ઉઠી—આંખોના ડોળા ફહાડી બોલી—" નરાધમ ! તું પ્રદ્યોત ! તું પ્રદ્યોત ! જો મારો પ્રદ્યોત હોય તો મારી આવી દશા થાય ખરી ? નરાધમ ! તું પ્રદ્યોત ! સો જન્મ તપસ્યા કરે તોપણ તેના ચર-ણની રજ યોગ્ય થવા પામે નહિ. તેં મારી પ્રભાના મુખથી પ્રદ્યોતનું નામ શાંભળ્યું હશે માટે, તું પ્રદ્યોત થઇ મને ભુલાવવા આવ્યો હઇશ ! છોડ ના-રકી પાપી પા—છોડ, તારૂં મૃત્યું નજીક આવ્યું છે. યમપુરીમાં જવા માટે તૈયાર થા. હું દિવ્ય ચક્ષુએ જોઉં છું કે, ચકચકિત તિક્ષ્ણ ધાર વાળી તરવારથી તારા મસ્તકના બે ભાગ થયા, અને મારૂં ધન હું પામી."

આ પ્રસંગે ભુજેન્દ્ર બોલ્યો,—" લીલા ! આ તમારો ચિરાનુગત ભુજેન્દ્ર બોલાવે છે, એકવાર ઉત્તર આપો. "

લીલા, કાનપર હાથ દેઇ હસીને બોલી,—" ઓળખુ છું તને શઠ, વળી મારા સ્વામીનું નામ ધારણ કરી ભુજેન્દ્ર થઇ આવ્યો હઇશ, આ—બડો ઠગારો; યાદ રાખ, લોભથી કિંવા છળથી છેતરાવાની નહિ. હું ભુજે-ન્દ્રના ચરણ વગર બીજુ કંઇ જાણુ નહિ; તેના આગળ સ્વર્ગ વૈભવને પણ તુચ્છ તૃણ તુલ્ય માનું છું; ઇન્દ્ર, ચન્દ્ર, વાયુ અને વરૂણ પણ મારૂં સતીત્વ લેવા સમર્થ નથી. ખસ નરાધમ ખસ, મારા મુખ આગળથી દૂર થઇ જા; "

વળી પ્રભા સવિનયે બોલી-" દેવી ! હું પ્રભા ! મારો અનુગ્રહ કરી કૃતાર્થ કરો; "

લીલા ભવાં ચઢાવી બોલી,—" તું પ્રભા ! ક્યાં નારાયણી; ક્યાં ગો-પી ગોવાલણી; ક્યાં સચીદેવી; ને ક્યાં વેશ્યા ! ! મેર મેર વન—રમણી; સતીત્વભંજક મંજારમુખી; દીઠા તારા હાથ દીઠા; આ એક હાથ બહુછે!" એમ બોલતાં બોલતાં આંખોમાં આંશું આવ્યાં અને પ્રદ્યોતને બોલાવવા મં-ડી,-" પ્રાણાધિક પ્રદ્યોત ! તમારૂં સુવર્ણ, સુવર્ણ જેવું કેમ કરી બળતા અગ્નિમાં બળી ગયું ? મારી પ્રભા વિધ્વા ! ઉઃ ઉઃ ઉઃ હાય ! તેનાથી કેમ સહન કર્યું જશે; હાય ? મારા જીવનને ધિક્ ! એમ બોલી કૈયાકૂટ કૈયુ કુટતાં પ્રભાએ તેના કર પકડી લીધા. "

ત્યારે વળી લીલા કહેવા મંડી,-" મંજારમુખી પાપિણી વેશ્યા છોડ,

મારો હાથ છોડ—તારૂં પાપી અંગ મારે અંગે અડકાડેશ નહિ; તું રમણી કુળ—અંગાર; તેવી ન હોત તો સતી પ્રતિવ્રતા બાલીકા, વિયોગ વિરહા પ્રભાવતીનું સતીત્વ નષ્ટ કરવા સારૂં આવી ચેષ્ટા કરે? દૂર રહે, હતભાગિણી હરામ જાદી, દૂર રહે, મારા મુખ આગળથી દૂર રહે, એમ બોલી પ્રભાનો હાથ તરછોડી નાંખી ભયાનક ક્રોધ ભાવ પ્રકાશ કરવા લાગી."

તમામે લીલાની આખર અવસ્થા જોઇ રોવા માંડયું. મહારાજ ઉપેન્દ્રસિંહે નાના વિધ પ્રબોધ વાક્યથી શાન્ત્વના કરી. એટલામાં એ એક વૈદ્ય આવ્યો તેમણે લીલાની ચિકિત્સા કરવા માંડી. પછી જેમ જેમ વખત જવા લાગ્યો તેમ તેમ વૈદ્ય લોક એકત્ર થઇ ઔષધોપચાર યત્નથી કરવા લાગ્યા. ધીમે ધીમે અસંખ્ય સૈન્ય, પટવાસ ( તંબુ ), આવશ્યક દ્રવ્યાદિ આવી લાગ્યું. ઉત્કૃષ્ટ પટવાસની ઉત્કૃષ્ટ શય્યામાં લીલાને સુવાડી ઉત્તમ વૈદ્યલોકની ઉત્કૃષ્ટ વ્યવસ્થાથી બે ત્રણ દિવસમાં લીલાદેવી રોગમુક્ત થવાથી સાવધ થઇ. સાવધ થઈ એટલે ચારે બાજુએ નજર ફેરવવા લાગી તો, પગ આગળ પ્રદ્યોત, સન્મુખે ભુજેન્દ્ર, મસ્તક પાછળ પ્રભાવતી અને થોડે છેટે દેવ પુત્ર વિશેષ એક અપરિચિત મનુષ્ય; સર્વને જોઇ વિસ્મિત થઇ. મનમાં ભયાનક ભ્રમણા થવા લાગી, પણ વિચારી સમજી નક્કી કર્યું કે, આ—સ્વર્ગ ભૂમિ; આ દેવરાજ ઇન્દ્ર; અને હું મૃત્યુ પામી સ્વર્ગમાં આવી છુ. પણ ગભરાયલે અવાજે બોલી,—"પ્રદ્યોતરે! એકવાર પાસે આવ; ખોળામાં લેઇ અંગ શીતળ કરૂં, મૃત્યુ પામી હું સ્વર્ગે આવી, હવે તારી સાથે, પ્રભાની સાથે, તારા ભાઇશ્રી સાથે સાક્ષાત મેળાપ થશે, આવી આશા મેં સ્વપ્નમાં પણ રાખી નહોતી. દેવરાજ! આપના ચરણમાં મારા સહસ્ર પ્રણામ;"

પ્રદ્યોત બોલ્યો,—"જનની! અમે કોઇ મરી ગયા નથી. તમામ જીવતી અવસ્થામાં પૃથ્વીપર છીએ. અને આ મહા પુરૂષ વિહાર દેશાધિપતિ મહારાજ ઉપેન્દ્રસિંહ, તેમના અનુગ્રહ બળથી આપણું રક્ષણ થયું છે."

લીલાએ આ વાત શાંભળી મહારાજને બોલાવી ભક્તિ ભાવથી પ્રણામ કર્યો. મહારાજે કહ્યું,—"દેવી! આપ મારે પ્રણમ્ય, અમને નમસ્કાર કરવો સતી પતિવ્રતાને ઉચિત નથી. આપ પરમા સતી; આશીર્વાદ દ્યો તેથી હું કૃતાર્થ થઇશ."

લીલાએ ઉત્તર વાળ્યો,—"દેવ! ભગવાન આપના સર્વાંગીન મંગળ કરે." એમ બોલી ચૂપ રહી." જેમ જેમ દિવસ જતા લાગ્યા તેમ તેમ સબળ અને સાવધ થવા લાગી. છેવટ રોગ મુક્ત થઇ સબળ થઇ. પ્રદ્યોતે પેલા બળવાન વનવાસીઓને પકડી મંગાવી સ્વહસ્તે તમામનું એકે એક બલિદાન દીધું. કેવળ બાળક અને સ્ત્રીઓ બચવા પામી. છેવટે લીલા વગેરેને સાથે લેઇ વિહારની રાજધાની પુષ્પપુર તરફ જવા લાગ્યા.

તેઓની રાજધાનીમાં આવી પ્હોંચ્યાની ખબર પડવાથી મહારાણી તિલોત્તમાને વૃત્તાન્તની માહિતી મળવાથી આનન્દ નિરમાં નિમગ્ન થઇ; અને પોતાના પતિના આદર સત્કારાર્થે તૈયારી કરી. એટલામાં તેઓ રાજભવનમાં આવી પ્હોંચ્યાં. લીલા અને પ્રભાને અન્તઃપુરમાં રાખી સયત્નથી રક્ષા કરવા લાગી. પછી પરસ્પરે પરસ્પરનો સમસ્ત વૃતાન્ત અથ ઇતિ શંભળાયો. રાજરાણી પણ તમામ વાતથી વાકેફ થયાં.

આ પ્રમાણે કેટલાક માસ વીતી ગયા. પ્રદ્યોતે ગુલાબની ખોળ કરવા સારૂં દરેક દિશાએ મનુષ્યો મોકલ્યા. તિલોત્તમાની સાથે પ્રભાનો પ્રગાઢ પ્રણય બંધાયો. ભોજન, ઉપવેશન, અને વાતચિતમાં પ્રભા અને તિલોત્તમા બન્ને એકઠાં રહે; અરસપરસ એકમેકના વગર ચાલે નહિ. બન્ને જણ લીલાને જેષ્ટા જાણી વિશેષ સન્માન આપતાં હતાં. મહારાજ પણ પ્રભાને પવિત્ર સ્નેહભાવના આંખે જોતા હતા.



## ઉપસંહાર.

યથાકાલે મહારાજ ઉપેન્દ્રસિંહે, બહુ ધન સંપતિ, દાસ દાસી, અંગ પ્રાણ રક્ષક સૈન્યાદિ આપી ભુજેન્દ્ર વગેરેને ભારે ધામધૂમથી જયસ્થળમાં પ્હોંચાડયાં. જયસ્થળમાં તેઓ બહુ દિવસે આવવાથી લોકના આનન્દની સીમા રહી નહિ. શ્યામપદનું અદ્દભૂત રહસ્ય જનસમુદાયને માલમ પડયું. શ્યામપદ, પ્રદ્યોત વગેરેને જોઇ, મનોદુઃખથી, પ્રબળ ચિન્તાથી, ભયાનક ઉદ્વેગથી ગાભરો બની ગયો. જીવવાની આશા છોડી. પ્રાણ—ભયથી બીજા સ્થાનમાં નાશી જવાનો વિચાર કરવા લાગ્યો. પ્રદ્યોતને તે વાતની ખબર પડવાથી શ્યામપદને પકડાવી ઉચિત પ્રમાણે શાન્તી દર્શાવી ન્યાયાલયના ન્યાયાસન આગળ ઉભો કર્યો. આ વખતે પેલી ગુલાબ પણ પક-

ડાઇ ગઈ. સિવાય બીજા જે ખટપટી લોકોને જેણે આ કાર્યમાં શ્યામપદની તરફેણમાં ભાગ લીધો હતો તેઓનાં નામની ખબર પડવાથી તેઓને પણ પકડાવવામાં આવ્યા હતા.

ન્યાયી ન્યાયાધીશે તમામ હકિકત શાંભળી લેઈ આખરે શ્યામપદને, બળદેવને, ગુલાબને અને પેલા હકિમ કવિરાજને અપરાધાનુસાર સખત મજુરી સાથે કેદની શિક્ષા કરી. ઘણે માસે શ્યામપદનું કેદખાનામાં મૃત્યુ થયું. બલદેવ મહાવ્યાધિ ગ્રસ્ત થયો. ગુલાબના સાંધા રહી ગયા. હકીમ કવિરાજ અન્ધ થયા. સત્ય ધર્મનો જય થયો; આને ભુજેન્દ્ર સર્વ સંપતિનો અધિશ્વર થયો.

વિનોદિનીને બીજે કંઇ ન રાખતાં લીલા પાસે સારી સ્થિતિમાં તેના દુષ્ટ કૃતનો બદલો આપ્યા વગર રાખી. શ્યામપદ અપુત્રક હતો; જેથી વિનોદિનીને અન્ન વસ્ત્રની માત્ર અધિકારિણી થઇ રહ્યા વગર છુટકો નહોતો.

મહારાજ ઉપેન્દ્રસિંહે ભુજેન્દ્ર વગેરેને અનેક ગામ બક્ષીસ આપી બહુ ધામધૂમથી રાજોપાધિ પ્રદાન કરી. બન્ને ભાઈ રાજા: અને લીલા અને પ્રભા રાજ રાણીઓ થઈ. યથા કાલેં પ્રદ્યોતે હરિપ્રસાદ અને વિરાજ મોહિનીને બોલાવી તેમની બહુ સન્માનથી પરોણાગત કરી પુષ્કળ દ્રવ્યાદિ આપી વિદાય કર્યાં. જીવન રક્ષાકારિણી મનોરમાને તેડી મંગાવી પ્રભાની પરિચારિણી બનાવી. મનોરમાના સુખ સૌભાગ્યની સીમા રહી નહિ.

આ પ્રમાણે પ્રદ્યોતકુમાર, તમામ આપદથી રક્ષા પામી રાજસિંહાસને બેશી પરમ સુખે રાજ્ય શાસન કરવા લાગ્યો. પ્રભાવતી સર્વ વાતે સુખી થઇ.

સમાપ્ત.

# શુદ્ધિ પત્ર

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૪ | ૨૩ | વૃતાત્તત | વૃતાત્ત |
| ૫ | ૨ | અષ્ટમીની | અષ્ટમીની |
| ૭ | ૧ | પ્રાતિપદ | પ્રીતિપદ |
| ૯ | ૯ | નહ | નહિ |
|  | ૨૨ | અ | અર્ધ |
| ૮ | ૨૫ | વિપત | વિપ્રદ |
| ૯ | ૩ | યુદ્ધાથિ | યુદ્ધાર્થિ |
| ૧૦ | ૧ | લુગયા | લુટાયા |
|  | ૭ | લાગ્યા | લાગ્યો |
|  | ૮ | લાગ્યા | લાગ્યો |
| ૧૨ | ૨૩ | કરતાં | કરતો |
| ૧૫ | ૨૮ | તે | તેં |
| ૧૬ | ૨ | શંકુત | શંકિત |
| ૧૯ | ૨૨ | સ્યામપદ | સ્યામપદ |
|  | ૨૪ | આઠે | આઠ |
| ૨૨ | ૧ | તિમિરન | તિમિરની |
|  | ૧ | શિખા | દીપશિખા |
|  | ૩ | આશીર્વાદ | આશીર્વાદ |
| ૨૩ | ૫ | કુટી; | કુટી |
|  | ૬ | પ્રધાત | પ્રદ્યોત |
|  | ૧૮ | નિજજન | નિર્જન |
|  | ૨૦ | ભાઈજીથી | ભાઈથી |
| ૨૪ | ૧૦ | સમાનમાં | સમાજમાં |
|  | ૨૨ | શિરીષ | શિરીષ |
|  | ૧૫ | વઆ ભુષણુ | વઆભુષણુ |
|  | ૨૩ | સર | સારૂ |
| ૨૭ | ૨૮ | પુછેસે | પીછેસે |
| ૩૧ | ૧ | મરી | મારી |
|  | ૪ | હવ | હવે |
|  | ૧૭ | બપડો | બાપડો |
| ૩૭ | ૧૮ | અપુ | આપું |
|  | ૨૨ | દુવાંથી | દુવાંઢયથી |
| ૩૨ | ૭ | સ્યામ પદે | સ્યામપદે |
|  | ૧૪ | પ્રાદસ | પ્રદિસ |
|  | ૧૫ | હોવાથી | હોવાથી |
|  | ૧૯ | હરત | હસ્ત |
| ૩૭ | ૬ | જમ સ્થળ | જન્મસ્થળ |
|  | ૧૮ | ડરામણુ | ડરામણો |
|  | ૨૪ | રામ પોળમાં | રામપોળમાં |
| ૩૯ | ૩ | જન્માત્તરીત | જન્માત્તરીન |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | ૨૧ | શું | છું |
| ૪૦ | ૬ | સૌરીન્દ્રમોહના | સૌરીન્દ્રમોહનના |
| ૪૪ | ૨ | બુદ્ધિગ | બુદ્ધિમાં |
| | ૧૪ | ધુંર | મધુર |
| | ૧૭ | સગભા | સગર્ભા |
| ૪૫ | ૨૧ | પ્રશસા | પ્રસંસા |
| | ૨૫ | મલયા તિલ | મલયાનિલ |
| | | નિમત્ત | નિમિત્ત |
| ૪૭ | ૨૫ | ” | ” |
| ૪૮ | ૬ | યથાથ | યથાર્થ |
| | ૫ | દુગમ | દુર્ગમ |
| ૪૯ | ૧ | હોડતાં | દોડતાં |
| | ૩૦ | સીધ્યાસન | સિદ્ધાસન |
| ૫૨ | ૭ | પ્રર્યાણ | પ્રયાણ |
| ૫૩ | ૩ | યુવરજ | યુવરાજ |
| | ૧૮ | સાયકાળ | સાયંકાળ |
| ૫૪ | ૨૧ | પરિપૂર્ણરિત | પરિપૂરિત |
| ૫૫ | ૧ | વાવાઝોડું | વાવાઝોડું |
| ૫૭ | ૨૫ | જ્વાલાવતરિકર | જ્વાલાવતરણિકા |
| ૫૯ | ૨ | નિરક્ષણ | નિરિક્ષણ |
| ૬૩ | ૧૬ | પુષ્પા ભરણ | પુષ્પાભરણ |
| ૮૯ | ૪ | અવર્તમાળા | આવર્તમાળા |
| | ૫ | જળર | જળરાશ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | ૬ | દામરાશ | દામરાશિ |
| | ૮ | ધરણ | ધારણ |
| ૮૪ | ૧૮ | માતમ | માતંમ |
| ૮૫ | ૨૨ | નહ | નહિ |
| ૯૨ | ૮ | નની | નથી |
| ૯૫ | ૨ | અપરચિત | અપરિચિત |
| | ૨૫ | ધર્માજ્જનથી | ધર્માર્જનથી |
| ૯૭ | ૮ | ખડ | ખંડ |
| ૧૦૪ | ૫ | પર્ણકુટી | પર્ણકુટી |
| | ૧૯ | પન્ડતાભિમાની | પન્ડિતાભિમાની |
| | ૨૨ | અભિલષા | અભિલાષા |
| ૧૦૬ | ૩૦ | પાપટ | પાપટ |
| ૧૦૮ | ૧૧ | તિર્થાશળા | તિર્થશાળા |
| | ૨૪ | કૃતાર્થ | કૃતાર્થ |
| ૧૦૯ | ૨૧ | રત્ત | રત્ન |
| ૧૧૦ | ૨૪ | ધામિક | ધાર્મિક |
| | ૧૧ | અતહિત | અતહિંત |
| ૧૨૦ | ૪ | મદિર | મંદિર |
| ૧૨૨ | ૨૬ | ડરાનણું | ડરામણું |
| ૧૨૩ | ૨૧ | કોના | કોની |
| ૧૩૫ | ૨૩ | પણકુટી | પર્ણકુટી |
| | ૨૪ | પૂર્ણકુટી | પર્ણકુટી |

## નીચે લખેલે સ્થળે પુસ્તક મે

નડીઆદ— "ન્યુ" ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ

" મરહુમ રા. બા. દેસાઇ. જેરાભાઇ હા

વાંકાનેર— સોગાભાઇ ગોપાળભાઇ આ. ટ્રેઇનગ

સોજીત્રા— લખનાર પાસેથી

અલિન્દ્રા— વલ્લભભાઇ મથુરભાઇ

વિશનગર— મોતીભાઇ [illegible] આ. મા. ઇંગ્રેજી સ્કુલ.